કનિકા કાય હીર મણિ તોલે, સમ અકાર પરિ મિલે ન મોલે;
કામી જતી સતી શઠ નારી, નર તન સમ મત મિલે ન ચ્યારી. ૨
પાંચ તત્વ તન આતમ એકા, કર્મ વિલગ પ્રભુ કીન વિવેકા;
રાજા પ્રજા કર્મ ગતિ સારી, લખે મર્મ હમ કૃપા તુમારી. ૩
હમ શ્રેષ્ટ ભૂપ ભય હરતા, નરહરિ રૂપ કીન તવ કરતા;
દુરગુણ દ્રષ્ટ પડે નહિં દેવા, તુમ સર્વજ્ઞ લખો સહુ ભેવા. ૪
હમ દુરગુણકી ખાંન મુસાઇ, ચલિત ચપલ માંનત મન નાઇ;
યદ્યપિ ઇષ્ટ ભરોંસે પૂરણ, રામ કૃપા હો કાજ સઁપૂરણ. ૫
પ્રજા અલ્પ મતિ કરહિ અન્યાઇ, યદ્યપિ નાથ શીશ તુમ ન્યાઇ;
કૃપાનાથ આરત ઇક મોરી, કરિયે વિનય રજા હો તોરી. ૬
ધર્મ યુક્ત હો હૃદય ધરીજે, હોય અયુક્ત ક્ષમા પ્રભુ કીજે;
ભક્ત ભક્તિ વશ ભગવત ધ્યાવે, અશુભ કર્મ જીનકો નહિં ભાવે. ૭
અમિત યુક્તિ બોધે નર નારી, ચાલે આપ વિચાર વિચારી;
ચતુર પ્રવીન તજે નહિં નીતિ, અહો નિશિ જેહી ઉર ધર્મ પ્રતીતી. ૮
પુરૂપ અબોધ અનીત ભઁડારા, નીચ કૃત્ય વશ ઉર અનચારા;
મિથ્યા કર્મ કરે દિન રાતી, અધરમ રત અરૂ ધર્મ અરાતી. ૯
જાર જુગાર ચોરિ ચિત ચાવે, પર વિત હર્ત શંક નહિં લાવે;
પ્રબલ પ્રપંચ રચે દિન રાતી, સંત સમાગમ ઉર ન સુહાતી. ૧૦

## દોહા

ગો દ્વિજ સાધૂ પ્રાણ લે, નિજ સ્વારથકે કાજ;
ધર્મ વિરોધી નારિ નર, અવશ ગ્રસે તેહિ રાજ. ૧
અધમ હઠાવન કારને, કેદ કરત ભલ ભૂપ;
પ્રજા પુત્ર વત સમુજીકે, નૃપતી કૃપા અનૂપ. ૨

## ચોપાઇ

અનરત સમુજી અધરમી નરકો, કરત કેદ જાવત નહિં ઘરકો;
માસ વર્ષ કોઉ પાંચ પચીસા, નીતી યુક્ત દંડ જગદીશા. ૧
અતિ હિંસક કોઉ કર્મ કમાવે, સો આયુષ તક કેદ રહાવે;
કેદી અમિત કર્મ વશ કેતે, ગણિ ન શકે જુલમી હો જેતે. ૨
યદ્યપિ આપ પ્રજા હિતકારી, અલ્પ બુદ્ધિ કહા કહે વિચારી;
કષ્ટ પડે કુકરમ નહિં છોડે, વિન અધાર વૃત્તી કિમ મોડે. ૩

૧ ચનોઠી.

પતિત પ્રવાહ ચલ્યો કોઉ જાવે, વિનકર ગ્રહે બહિર કિમ આવે;
યાતે તાત પ્રજા યેહિ ચાવે, જેલ માંય સતસંગ કરાવે. ૪
સાધૂ વિપ્ર કરે ઉપદેશા, કેદી કર્મ રહે નહિં લેશા;
દુતિયે વિદ્યા શાલ બનાવે, પઢણુ હેતુ કેદી સબ જાવે. ૫
વેદિક વિદ્યા સર્વ સિખાવે, જો ન પઢે તેહિ ત્રાસ દિખાવે;
નિત્ય કર્મ બ્રાહ્મણુ નિત બોધે, ધર્મ સનાતન નીતિ પ્રબોધે. ૬
કરે પ્રમાદ કર્મ નર નારી, શઠ કર પકરિ ત્રાસ દેહુ ભારી;
અન્ન વસ્ત્ર જલ તાહ ન દીજે, ચોથો બોધ અવશ શઠ કીજે. ૭
તન પર ત્રાસ અવશ મન શુદ્ધી, ચંચલ ચપલ હોય થિર બુદ્ધી;
થિર બુદ્ધી ઉપજે ઉર જ્ઞાંના, સુનત બોધ હરહી અજ્ઞાંના. ૮
કેતે પઠન પાઠ કરિ વિદ્યા, સમુજી મર્મ મન હરહિ અવિદ્યા;
કેતે ત્રાસ વિવશ તજી પાપા, કુકરમ કર્મ તજેહિ સંતાપા. ૯
કેતે બોધ સુનત નર નારી, સમુજી તજેહિ મન સર્વ વિકારી;
બે દિવાન તજ અમિત કુકર્મા, કૃપાનાથ બાઢે જગ ધર્મા. ૧૦

## દોહા

સવ પ્રજા નૃપ પુત્ર વત, કરિયે સરખો પ્યાર;
અમિત યુક્તિ અઘકો હરે, ભૂપ રામ અવતાર. ૧
પ્રજા સુધારન કારને, ચાર ભેદ ભગવંત;
વેદ શાસ્ત્ર નિરણુય કર્યો, મુનિ મંડલ કહ સંત. ૨

## ચોપાઇ

તનકો કેદ કરો કરતારા, મન મલીન કો જીત ન હારા;
તનકો ત્રાસ દેહુ ભલ તાતા, મરકટ મન શઠ તજે ન ધાતા. ૧
વાર વાર તન ત્રાસ દિખાવે, યદ્યપિ મન સુભાવ નહિં જાવે;
તન ધર ત્રાસ મુવે જમ મારે, યદ્યપિ મનવો અઘ ન વિસારે. ૨
ઉભય લોક પાવે અતિ ત્રાસા, યદ્યપિ શઠ મન તજે ન આશા;
કરિ સત સંગતિ શાસ્ત્ર વિચારે, તો મનવો અઘ કાજ વિસારે. ૩
મન વશ કરણુ ઉપાય ન એકા, કૃપાનાથ કરિ કહત વિવેકા;
સત સંગતિ કઇ જીવ ઉગારા, કોટિ ગ્રંથ મુનિ કરત પુકારા. ૪
નીચતે નીચ નીચ મતિ જિનકી, ઉધરે પતિત સમાગમ જીનકી;
પ્રલય કાલ અગ્ની સમ જ્ઞાંના, જરે પાપ હોય ભસ્મ સમાંના. ૫

શાસ્ત્ર પઢે સત સંગતિ ધારે, સો કયું નહિ નિજ જનમ સુધારે;
દેખત દૃષ્ટિ કૂપ કો ગિરહી, નિરખિ નેન જન દૂર વિચરહી. ૬
યાતે તાત કૃપા યહિ કીજે, પ્રજા પુત્ર લખિ બોધ કરીજે;
બોધે બોધ અર્થ કહા આવે, પુરૂષ અબોધી બોધ સુનાવે. ૭
જેલી અંધા અધમ અબોધી, યાતે અધમ ગતી ઇન શોધી;
કૃપાનાથ કીજે ઇન બોધા, જયા કરિ જાય અકારણ ક્રોધા. ૮
ઉપજહિ જ્ઞાન જપે જગદીશા, વાર વાર નૃપ દે આશીશા;
અધરમ ત્યાગિ ધર્મ વ્રત ધરહી, કુકરમ કારજ સર્વ વિસરહી. ૯
સર્વ સમાન નીતિ તવ રહહી, ધન્ય વાદ પરજા સહ કહહી;
બઢે ધર્મ અધરમ કૃત છીજે, જય નૃપ નાથ વિનય સુન લીજે. ૧૦

## દોહા

ચોર શાહ સાધૂ સજન, દુરજન જન ગુણ નામ;
વિધિ નિષેધ ગુણ કર્મ તે, ધારત નામ તમામ. ૧
દુરગુણ ત્યાગે ગુણ ગ્રહે, વિધિ વ્રત કરે સુકાજ;
મુક્ત હોય કેદી સોઈ, ક્ષમા કરો મહારાજ. ૨

## ચોપાઈ

તીન વાર માફી તેહિ દીજે, પાછે જનમ સજા ભલ કીજે;
નૃપકો દોષ ન લગે લગારા, હિત હિત[1] સર્વ કીન ઉપકારા. ૧
ઇતની વિનય ધરો ઉર સ્વાંમી, પૂરણ પરજા આશ તમાંમી;
પુત્ર તાતકો કરે પુકારા, કરહિ તાત કાજ મન ધારા. ૨
પ્રજા પુત્રવત વિનય સુનાઇ, કરીયે તાત અપન ચિત ચાઈ;
હો સુનીત સતકાર કરીજે, હો અનિત નિર આદર કીજે. ૩
જલ નિધિ આપ હમે જલ ધારા, પ્રબલ બુદ્ધિ લહયે કિમ પારા;
મેરૂ સિખર ખડો કછુ દેખે, સો ભૂપર ઉભો કિમ પેખે. ૪
ઉંચી દશા શિખર સમ આતમ, તુમ સર્વજ્ઞ સોઈ પરમાતમ;
વિશ્વ ચરાચર તુમકો ભાસે, હમ કિમ લખે તુમારો આસે. ૫
જય નૃપનાથ દાસ લઘુ જાંની, કરિયે કાજ હોય નહિં હાંની;
વિનય કરત ઉપજી ભેહ ભારી, પ્રજા ભૂપ વંદે કેઇ વારી. ૬
સુત પ્રવીન મન કર્ત વિચારા, પ્રેમી પ્રજા ચહે ઉપકારા;
સત્ય ગાથ ઇનકી નહિં ધારૂં, ભૂપ ધર્મ નીતી નિજ હારૂં. ૭

1 હિતને વાસ્તે.

ભ્રાતા મિત્ર પ્રજા સુત ચારી, સંમતિ ચાર ચલે સુખ ભારી;
સતકી ગાથ ચાર નહિં માંને, સુખ જાવે અરૂ હોય હિરાંને. ૮
શુદ્ર શરીર ગાથ સત ગાવે, શ્રેષ્ટ પુરૂષ જહિં શીશ નિવાવે;
યાતે પ્રજા વિનય ઉર ધારૂં, જ્યાં કરિ કેદી જનમ સુધારૂં. ૯
કુકરમ કરમ અવશ સહુ ત્યાગે, કરિ સતસંગ ભક્તિ મગ લાગે;
ત્રાસ દિયે કુકરમ નહિં છોડે, ભક્તિ પ્રતાપ પ્રીત પ્રભુ જોડે. ૧૦

## દોહા

ધ્રુવ પ્રવીન અવસર લખી, કહે રસીલે બેન;
તથા અસ્તુ કારજ તુમે, રહો પ્રજા મમ ચેન. ૧

સો નૃપતી સત આચરે, કરે અસતકો ત્યાગ;
કરે અરજ નીતી પ્રથા, સો પરજા બડ ભાગ. ૨

## ચોપાઇ

રે મમ પ્રજા રહો સુખ ચેના, સબતે શ્રેષ્ટ તુમારા કહેના;
અધરમ હરણુ યુક્તિ ભલ ગાવા, સમુજી મર્મ મોરે મન ભાવા. ૧
કેદી અવશ બને હરિ ભકતા, ચિતતે જાય જગત આશકતા;
ચોરી જારી ચુગલ જુગારી, કરિ સતસંગ હરહિ નરનારી. ૨
કોટિક દુષ્ટ કેદ મહિં ડારા, દુખિયા અપને કર્મ ગવારા;
કરિ સતસંગ સુખી હોય સારા, સર્વ પ્રજા મન હરહિ વિકારા. ૩
યાતે ભ્રાતા રહો નિસંગા, કેદી સર્વ કરહિ સતસંગા;
ભ્રાતા ઉણુપ રખહુ ન કોઇ, કહિયે અપર વાત કોઉ હોઈ. ૪
પ્રજા ભૂપ આદૂ યેહિ ધર્મા, સત્ય ગાથ કીજે નહિં શર્મા;
નિત્ય કર્મ ભ્રાતા ચિત દીજે, સંધ્યા સમય સેન લખિ લીજે. ૫
નિત્ય કર્મ નહિં ચૂક લગારા, યે અવસર નહિં વારંવારા;
નરતન રતન લાભ ભલ લીજે, ભજી ભગવંત કાજ જીવ કીજે. ૬
સુર દુરલભ નરતન અવતારા, વિન સમજે તજી દેત ગઁવારા;
યાતે ભ્રાત અપન મન મારી, ભજીયે વ્યાપક શંભુ મુરારી. ૭
ઇષ્ટિ દેવ ઉર ધરિ વિશ્વાસા, પ્રણવ મંત્ર જપિયે નિજ શ્વાસા;
ભજન ભકિત સમ કમ ન કોઇ, ઇનિતે હોય હોય સો હોઈ. ૮
વિશ્વ ચરાચર આદ અનાદી, ભજ ભકિત કરી તરે પ્રમાદી;
યાતે ભ્રાત હૃદય ધરિ લીજે, સુમરણુ ઇતર ભાવ તજી દીજે. ૯

ભજન ભક્તિ ઉર સત્ય વિવેકા, યા સમ કર્મ સત્ય નહિં એકા;
સંયમ ધાર ધર્મ મગ ધાવે, જીવન મુક્ત અવશ જીવ પાવે. ૧૦

### દોહા

રજા પાય વંદે પ્રજા, સભા વિસરજન કીન;
હરસી હૃદય બોલત સબે, જય હો ભૂપ પ્રવીન. ૧
ધર્મ ધીર ક્રાંતી વડે, નિત્ય કર્મ હરિ ધ્યાંન;
સુખ સંપત પરજા વડે, હોય ભૂપ સુજ્ઞાન. ૨

### ચોપાઈ

હરસિત ભૂપ ભવન નિજ આવા, નિત્ય કર્મ કીને ચિત ચાવા;
વિપ્ર દાન દે મન સંતોષા, અમૃત વચન પિયુષ સમ પોષા. ૧
યજ્ઞ સાલ કીને વિધિ કર્મા, દ્વિજ પદ વંદિ ચલે તરૂ ધર્મા;
રનિવાસહિ આય તખત વિરાજા, મહિલા હરસે સહિત સમાજા. ૨
પતિ પદ પૂજ કરન તિય આઇ, વંદત ચરણુ હૃદય હરસાઈ;
ઉભય નારિ પય પાદ પખારા, અચવન સમુજ સુરસરિ ધારા. ૩
ચંદન અક્ષત પુષ્પ ગિરાવા, વંદત હરસ મોક્ષ જીમ પાવા;
જય પતિ નાથ ચરણ રજ દાસી, સેવ વિયોગ ન રહે ઉદાસી. ૪
જય પતિનાથ દર્શ નિત ચાઉ, એહિ વરદાન દેહુ ભલિ ભાઉ;
હરિહર અજ સેવા તવ ચરણાં, મો મન મર્મ લખો કહા વરણાં. ૫
નિજ પતિ કપટ કરહિ શઠ નારી, નીચ યોનિ ભરમહિ ભવચારી;
ઉભય લોક અપયશ તિન છાવે, તેહિ ઘટ જનમ ધારિ દુઃખ પાવે. ૬
જડ જંગમ તન ધરહિ જરૂરા, ભોગહિ કોટિક કષ્ટ કરૂરા;
યાતે નાથ ડરત મન મોરા, ચરણ શરણ ચાહું મેં તોરા. ૭
કૃપાનાથ દાસી નહિં ત્યાગે, હરસિત વાર વાર વર માંગે;
તન અસ્થૂલ જાય યા રેહી, યદ્યપિ તજે ના પ્રાણ સનેહી. ૮
શુક્ષમ તન તહુ શરણ તુમારી, કૃપાનાથ પ્રભુ વિનય હુમારી;
મમ ઉદ્ધાર અવશ તવ હાથા, સત્ય સત્ય મમ શાક્ષિ વિધાતા. ૯
નાં હમ તજે ન હમકો ત્યાગો, કૃપાનાથ ચરણાં ચિત લાગો;
હમ અબલા સબલા તુમ સ્વાંમી, મમ દષ્ટા તેહિ ખબર તમામી. ૧૦

### દોહા

વિનય કરત રાણી ઉભય, પ્રગટયો પ્રેમ પ્રકાશ;
પુલકિ ગાત લોચન સજલ, કુંભક ભયો જયું શ્વાસ. ૧

મધુર વચન વાણી વિમળ, બોલે ભૂપ વિચાર;
હરિહર પૂરે આશ તવ, સુખી રહો મમ નાર. ૨

## ચોપાઈ

અહો પ્રિયા પતિ ધર્મ તુમારા, સમુજી મર્મ ચિત પ્રસન હુમારા;
પૂરણ પ્રેમ પતી પદ પૂજા, રામ રૂપ લખિ ભાવ ન દૂજા. ૧
તન મન વચન પીવ આધીની, સુલભ મોક્ષ સંસય વિન લીની;
સર્વ દેવિ સુર જેહિ રૂખવારા, શકે ન શઠ કોઉ તાસ વિગારા. ૨
સિદ્ધી સર્વ તરૂ સુર ગાઇ, સતિ સન સેવ કરે હરસાઇ;
મન વંછિત ફલ હાજર સારા, હરિ પ્રતાપ હમકો દાતબારા. ૩
શુભ ગુણ સર્વ રામ તોહિ દીના, પતિ પદ પ્રેમ પ્રબલ જલ મીના;
યાતે સર્વ મનોરથ પૂરણ, કૃપાનાથ હરિ કરહી સંપૂરણ. ૪
ધ્રુવ પ્રવીન સત ગાથ સુનાઇ, દાસી દાસ પ્રિયા સુખ દાઇ;
તબ વિધ વિધ ભોજન આવા, ધ્રુવ પ્રવીન હરિ ભોગ ધરાવા. ૫
મહા પ્રસાદ પાવા જન પ્રેમી, ધન્ય ધન્ય એસે જન નેમી;
હરિજન કાહુ પદારથ પાવે, પ્રથમ ઇષ્ટકો ભોગ ધરાવે. ૬
તન મન ધન જીન કીન સમરપન, દ્રઢ વિશ્વાસ ઇષ્ટ અપને મન;
બિગરી વાત અપન શિર લેવે, સુધરે સુયશ ઇષ્ટકો દેવે. ૭
એસો ભગત રામ મન ભાવે, કયું નહિ જીવ મુક્ત પદ પાવે;
યાને સર્વ ઇષ્ટ શિર રાખે, ઇષ્ટ પ્રતાપ મહારસ ચાખે. ૮
જીવત મરે કરે સોઇ કાજા, અવશ રામ રાખે તેહિ લાજા;
મરતક ચલે અપરકે ખંભા, એસે ઇષ્ટ ધરે અવલંબા. ૯
જો કછુ બને સો ઇષ્ટ બનાવે, નિજ મનમે અભિમાન ન લાવે;
સર્વ ઇષ્ટ દ્રષ્ટા ઇકિ રામા, યાતે હો કલ્યાંન તમામા. ૧૦

## દોહા

ધ્રુવ પ્રવીન ભોજન કિયો, અચવન કીન વિચાર.
પાન સુપારી પાય જન, રજા કીન નર નાર. ૧
લખિ અવસર ભ્રાંમી ભવન, આયે હરિજન ભૂપ;
પ્રિયા આય ચરણાં ગિરી, ઉર મહીં ઉમંગ અનૂપ. ૨

## ચોપાઇ

વિધિવત પૂજન કીન પતિ ચરણાં, પ્રબળ પ્રેમ કહો કાહુ બિધિ વરણાં;
શુદ્ધ ભાવ લખિ ધ્રુવ હરસાવા, સત્વ પ્રધાન પ્રિયા ઉર આવા. ૧

રજ ગુણ પીઠ તમો તિન પાછે, રાણી સેવ કીન ઉર આછે;
એસે સમય અવશ રૂતુ દાંના, પ્રગટેહિ સંતતિ સુગુન નિધાંના. ૨
કરતા નીતી સરસ કહાવે, સમય સમુજી સજ્જન ફલ પાવે;
ધર્મ પ્રેમ નૃપ ગિરા ઉચારી, બામ્ ભાગ બેઠહુ મમ પ્યારી. ૩
પતિ સંમતિ બેઠી આય બાંમા, તન મન ધન પતિ અરપિ તમાંમા;
દાસી દાસ વિલગ લખિ નીતી, ચરચા કરત અર્ધનિશિ વીતી. ૪
કરતા નીતી સમુજી નરેસા, હર્ષ શોક ઉરમે નહિં લેશા;
વિધિવત કર્મ વેદ વિધિ ગાવે, સુજન સંત તેહિ શીશ ચઢાવે. ૫
આશ્રમ ધર્મ નિભાવન કાજા, સમય કર્મ નૃપતી જન સાજા;
ચિદાભાસ દ્રષ્ટા જન જ્ઞાંની, વ્યાપક અપનો રૂપ પિછાંની. ૬
મનો ઈન્દ્રિ ગુણ ક્રિયા વિશેશા, વ્યાપકમેં નહિં શેષ અશેશા;
જ્ઞાની સર્વ શુદ્ધ સ્વે આતમ, દ્રષ્ટા રૂપ લખો પરમાતમ. ૭
વેદો યુક્ત કરમ નિત કરતા, વરતત ઇન્દ્રિ રહત અકરતા;
કર્મ સકામ હૃદય નહિં આવે, નિષ્કામી હોય કર્મ કરાવે. ૮
કરે કર્મ ઉર ફલ નહિં આશા, ધર્મ હેતુસે ક્રિયા નિરાશા;
ચિત વૃતી આતમ રત જાકી, જીનકે કર્મ રહે નહિં બાકી. ૯
જો કછુ કરે સો પર ઉપકારા, ધર્મ હેતુ જ્ઞાની અવતારા;
હરિહર અજ જ્ઞાંની યે પ્યારી, અર્ધ નીંદ્રવત રહિત વિકારી. ૧૦

## દોહા

ધ્રુવ પ્રવીન આતમ રતા, સમય કર્મ કછુ કીન;
નિત્ય કર્મ હિત ગંગ તટ, ચાલે અવસર ચીન. ૧

ધ્રુવ ધરમી વંદ કિયો, સુરસરિ વારંવાર;
જય જનુની જગ તારણી, તવ જન કરિયો પાર. ૨

## ચોપાઈ

સુરસરિ માત સર્વ દુઃખ હરણી, સર્વ જીવ મનુ મોક્ષ નિસરણી;
સુર નર સંત પ્રેમ યુત નાવત, પરસત ધાર પાપ હટિ જાવત. ૧
મરત ધરત જનની તવ ધ્યાંના, તરે પાપ હોય ભસ્મ સમાંના;
તરણી સમ ધરણી તવ ધારા, પરસે પુરૂપ હોય ભવ પારા. ૨
પરસત ગંગ અંગ હો નિરમલ, અચમન કરત જાય મનકે મલ;
વિષ્ણૂ પદી મહિમા કહા ગાવે, સમુજી મર્મ મનવો હરસાવે. ૩

જટા શંકરી અધિક વડાઈ, શ્રેષ્ટ સમુજી શિવ શીશ ચઢાઈ;
બ્રહ્મ કમંડલી બ્રહ્મ સ્વરૂપા, જાંનત મર્મ સુજન જન ભૂપા. ૪
અઘ હરણી કરણી ભવપારા, તવ પદ દાસ પ્રબલ ઇતબારા;
ભક્ત ભૂલ ભય હરિયે માતા, તો પદ દાસ અભય સુખ પાતા. ૫
કો પ્રકાર મહિમા તવ ગાવે, ગુનત ગુનત ગુણ બુદ્ધિ પકાવે;
જય જનુની પૂરણ વિશ્વાસા, તવ પદ દાસ રહે નહિં આશા. ૬
વિનય કરતે ધ્રુવ ગદ ગદ બાંની, અચવન કીન પાંનિ લે પાંની;
હર હર કર પેડે સરિ ધારા, જ્ઞાની ધર્મ બઢાવન હારા. ૭
જ્ઞાની જ્ઞાન હૃદય ગઁગ ધારા, પ્રબલ પવિત્ર અંત અવતારા;
વિધિવત કર્મ કરત કહા હાંની, જ્ઞાની કો નહિં હોત ગિલાની. ૮
યદ્યપિ ધર્મ પ્રથા શિર ધારે, નિત્ય કર્મ નહિં ચીત વિસારે;
જ્ઞાની મુખ ગઁગા સતસંગા, પરસત પાવે રૂપ અભંગા. ૯
કરિ સત સંગ પતિ ભયે પાવન, પાયો રૂપ ન રહે અપાવન;
જ્ઞાની દ્વે પદ તીર્થ સ્વરૂપા, સમજહિ મર્મ સુજન જન ભૂપા. ૧૦

## દોહા

પઢ ગાયત્રી પાઠ મુખ, પરસે સુરસરિ ધાર;
તટ ગંગા દ્વિજ તેડિકે, દીને દાન વિચાર. ૧
યજ્ઞ શાલ મહિં આયકે, હવન દાન વિધિ કીન;
દ્વિજ સન આજ્ઞા પાય કે, આયે ભવન પ્રવીન. ૨

## ચોપાઇ

બ્રાહ્મી નિત્ય કર્મ વિધ કીના, ઉર મહિં ઉપજ્યો પ્રેમ નવીના;
હરિહર કૃપા સમુજી અનુકૂલા, ઉરતે વ્રથા તર્ક ગઈ સૂલા. ૧
પટ ભૂષન તનપે પધરાવા, પતિ પદ પૂજ કરન ચિત ચાવા;
પૂજા વિધી કીન સહ ત્યારી, પતિકો જાંનત દેવ મુરારી. ૨
એસે ઇલા પૂજ લે આઇ, દર્શ હેતુ ચાલી હરસાઈ;
ભગની ઉભય ભાવ ઉર શુદ્ધા, જગ પ્રપંચ તે ભઇ વિરૂદ્ધા. ૩
પતિ મુખ બોધ સુનત જીય જાગી, સંત રૂપ દ્વે પરમ સુહાગી;
નીતી નીપુણ ધર્મ વ્રત ધારી, પતિ સનમુખ આયે દ્વે નારી. ૪
પતિ મુખ નિરખિ પ્રેમ ઉર આવા, વાર વાર પદ શીશ નિવાવા;
વિધિવત પૂજ કીન દ્વે નારી, મગન ભઈ પિવ ચરણ પખારી. ૫

લે ચરનોદક પ્રેમ નવીના, ધર્મ પતિ નૃપ આદર કીના;
દાસી દાસ સર્વ પદ લાગા, ભયે પ્રેમ વશ સર્વ સુભાગા. ૬
કરિ પૂજા બેઠે સ્થલ આઇ, સમય સમુજી નૃપ કથા સુનાઇ;
નારી પુરૂષ ધર્મયુત બોધા, ધર્મ સનાતન સર્વ પ્રબોધા. ૭
અપને અપને કર્મ બતાવા, કર્મ પરે આતમ દરસાવા;
નિત્ય કર્મ કરિ આતમ પાવે, આતમ લીન કર્મ વિસરાવે. ૮
કર્મ કર્મ કરિ આવત અંતા, યું ભાખત જન સંત મહંતા;
ત્રટિની કર્મ કર્ત દધિ પાવે, મિલે સમુદ્ર ક્રિયા વિસરાવે. ૯
 એસે કર્મ ગતી લખુ ભાઈ, નિત્ય કર્મ કરિયે હરસાઈ;
કર્મ અંત આતમ ઇકિ રૂપા, સમુજી મર્મ કરૂં કર્મ અનૂપા. ૧૦

## દોહા

કર્મ અંત જબ હોત હે, મિલે સમાગમ સંત;
પંથ ચલે પર બ્રહ્મ કે, સો નહિં જનમ ધરંત. ૧
મત પ્યારો ધારો સબે, ડારો કર્મ અનીત;
હારો મમતા મોહતે, પરબ્રહ્મ કર પ્રીત. ૨

## ચોપાઈ

કમ મર્મ સમુજે નરનારી, પ્રબલ પ્રેમ ઉપજ્યો ઉર ભારી;
નૃપ પદ શીશ ધરે કેઈ વારા, જય મમ તાત કીન ઉપકારા. ૧
ધન્ય તાત તોરી પ્રભુતાઈ, કર્મ અંત ગત સરસ બતાઇ;
અવશ કર્મ આવહિ મમ અંતા, તોરી કૃપા તાત ભગવંતા. ૨
તો સમ કો કરહી ઉપકારા, તત્વ બોધ દે જનમ સુધારા;
કરતે કર્મ મર્મ નહિં હનકો, બૂઝન તાત ચહત હમ તમકો. ૩
લખિ મમ મર્મ પ્રથમ તુમ ગાવા, કર્મ અંત કરિ કૃપા બતાવા;
સત્ય કર્મ કરિ વિકરમ નાસા, વિકરમ વીતે જાય દુરાસા. ૪
જબ લગ વિકરમ હૃદય નિવાસા, મિથ્યા ભોગ ફુરે મન આશા;
વિકરમ કર્મ હૃદયતે જાવે, મિથ્યા આશ ત્રતી વિસરાવે. ૫
કર્મ ગતી યહ અગમ અપારા, તોરી કૃપા લખે યહ સારા;
કૃત્ય કૃત્ય કીને મમ સ્વાંમી, દે ઉપદેશ હરી મમ ખાંમી. ૬
વિનય કરત ઉપજી બ્રેહ ભારી, પુલકિ ગાત લોચન ભરિ વારી;
ધ્રુવ પ્રવીન ઉત્તમ ગતિ ચીની, કથા વિસરન અવસર કીની. ૭

નૃપ પદ વંદિ ચલે હરસાઇ, પૂરણ પ્રેમ કર્મ ગતિ પાઈ;
પૂરણ સંત બોધ દે પૂરણ, જીનકે શિષ્ય ન રહે અપરણ. ૮
ધ્રુવ પ્રવીન ઉત્તમ જન સાધૂ, બ્રહ્મ રૂપ જીન બોધ અગાધૂ;
સમય સમજ દે પ્રિયા સયાંની, દાસી સેન કીન નિજ પાંની. ૯
ભરિ ભોજન દાસી લે આઈ, નૃપ મુખ થાલ ધરત હરસાઈ;
નૃપ લે થાલ કીન હરિ અરપન, વિશ્વનાથ યહ તોય સમરપન. ૧૦

## દોહા

મહાપ્રસાદ મહિમા પ્રબલ, કોઉ જન જાંનત સાર;
હરિ અર્પિકે અહાર લે, ધન્ય જીવન સંસાર. ૧
ઇષ્ટ દેવ અરપન કરી, પાયો પ્રેમ પ્રસાદ;
સાર ગ્રહી સંશય રહિત, નીતી તજે ન સાધ. ૨

## ચોપાઇ

જીનકે મન પરમારથ પ્યારા, સો સોચત રહ પર ઉપકારા;
પ્રથાવંત નહિં પ્રથા વિસારે, કષ્ટ પાય પર પુરૂપ સુધારે. ૧
ધ્રુવ કરિ ભોજન લગા વિચારા, કો પ્રકાર સુધરે સંસારા;
સર્વ પ્રજા મમ નેન નિહારૂ, હોય દુઃખી જેહિં કષ્ટ નિવારૂં. ૨
દેશ દેશ મમ અનુચર સારે, નિરખું સર્વ ન ધર્મ વિસારે;
નીતી યુક્ત કરૂં ઉપદેશા, જ્યા કરિ સુધરે સર્વ પ્રદેશા. ૩
કર્ત વિચાર સમય ચલિ આવા, પ્રજા ન્યાય હિત ચીત લુભાવા;
હરસત હૃદય કચેરી આયે, પ્રજા નારિ નર શીશ નિવાયે. ૪
નેમી ભક્ત દર્શ નિત પ્યાસા, કરિ નૃપ દર્શ પુરી મન આશા;
બેઠે ભૂપ તખ્ત બ્રહ્મચારી, નિજ દિવાનકું લીન હઁકારી. ૫
મંત્રી આય શીશ પદ નાવા, નૃપ નીતી યુત શબ્દ સુનાવા;
કરિયે પ્રાત સવારી ત્યારી, પેખું પ્રજા ભાવ ઉર ભારી. ૬
મમ સ્વરાજ પરજા જ્યાં હાઁ સારી, કરન બોધ ચાહત નરનારી;
મમ અનુચર સહ દેશ રહાવે, કો પ્રકાર નૃપ નીતિ ચલાવે. ૭
અજ્ઞ પ્રજા નીતી કહા જાંને, અનુચર કર્મ કરે મન માંને;
અનુચર વિકરમ નૃપકો લાગે, નૃપતી વિન કિયે બને અભાગે. ૮
પ્રજા ત્રાસ ન્રપતી હો પાપી, નર્ક નિવાસ કષ્ટ અણુમાપી;
પ્રલય તલક નરતન નહિં પાવે, જડ યોની મહિં વાસ કરાવે. ૯
ભૂપ ભોગ વશ ભવન ન છાંડે, અનુચર પ્રજા અનીતી માંડે;
ભોગી ભૂપ ભવન મોં રાજી, ન્યાય ધર્મ માંહિ ભઇ દુરાજી. ૧૦

### દોહા

જૂઠ અહાર વિહારમે, લાગો ભૂપ અબોધ;
મોક્ષ માર્ગકો ત્યાગકે, લીન નર્ક મગ શોધ. ૧
ઇન્દ્રી વિચલ વિવેક કવિન, અપન પ્રજા કરિ નાશ;
યહાઁ અપયશ આખિર દુઃખી, જનમ જનમ જમ ત્રાસ. ૨

### ચોપાઇ

યાતે ભ્રાત સમુજી યહ ભેવા, કરો વિહાર સુમહિ ગુરૂ દેવા;
અનુચર પ્રજા નેન નિજ પેખે, નિત અનીત અપન મુખ દેખે. ૧
સર્વ વિભો સુખ ભોગ તજી જે, બઢે ધર્મ સોઇ મગ લીજે;
નિજ નિજ કર્મ રહો લેશ લાઇ, હર્ષ શોક વિન શીશ ઉઠાઇ. ૨
અપનો ફર્જન આપ સુધારે, સો નરમાંય પશુ અવતારે;
ઉતકે ભયે ન ઇત સતકારા, ઉભય પક્ષ શઠ આપ બિગારા. ૩
યાતે ભ્રાત પ્રજા સુખ દીજે, નારી પુરૂષ ત્રાસ હરિ લીજે;
દેર કરો નહિં કરહુ તયારી, ધર્મ હેત સંશય જો ભારી. ૪
ઇતના દિવસ ભુલ મે કીની, વિચરિ સુદેશ ખબર નહિં લીની;
કો જાને કહા પ્રજા દુઃખારી, અનુચર અધમ કીન કોઉ ભારી. ૫
વેગિ ચલો પ્રિય દેર ન કીજે, આયુષ ઘટે વ્રથા તન છીજે;
યે દસ દમ દમ કરત પયાંના, અદભુત કાલગતી કો જાંના. ૬
શુભ કારજ નહિં વિલંબ કરાવે, અલ્પશ્વાસ આવે નહિં આવે;
પરિ પ્રબોધ ધ્રુવ નેન જુડાવા, ન્યાયી ભૂપ પ્રજા મન ભાવા. ૭
જય જય શબ્દ કીન નરનારી, જય હો ભૂપ રામ અવતારી;
પુષ્પ વૃષ્ટિ નૃપતી શિર છાઇ, મંત્રી આજ્ઞા શીશ ચઢાઇ. ૮
જોજો સમય કાજ અનુસરતા, નિજ કારજ અગ્રેસર કરતા;
સેનપ સેન સમજાવનહારા, મંત્રી તુરત તાહ હંકારા; ૯
કરિયે તુરત સવારી ત્યારી, કરિ વિવેક વિધિ યુક્ત વિચારી;
દલપતિ રજા પાય હરસાઇ, હાં કરિ ચલ્યો શીશ પદ નાંઇ. ૧૦

### દોહા

હય ગજરથ ત્યારી કિયે, વિધિવત સાજ સજાય;
ચતુરંગી સેના બની, એક એક અધિકાય. ૧
મંત્રિ ઉભય કર જોરિ કે, વિનય કીન નિજ નાથ;
રજા યુક્ત ત્યારી સબે, કૃપા કરેહુ મમતાત. ૨

## ચોપાઈ

હરિ પ્રેરક સમુજે નિજ દાસા, સુરપતિ પ્રેરે સહિત હુલાસા;
જન ઇચ્છે નિજ મન જેહિં થાંના, સુર સહિત સંગ રહે વિમાના. ૧
ધ્રુવ પ્રવીન અપને ઘર જાવે, સુર સુરપુર વિમાન લે આવે;
હરિ આજ્ઞા સુરપતિ શિર ધારી, કીને તુરત વિમાન તયારી. ૨
યહાઁ ધ્રુવ ચલન અપન ચિત ચાવા, ઇતિને સુર વિમાન લે આવા;
હરિ આજ્ઞા સુર પ્રગટ સુનાઇ, ધ્રુવ વિમાન બેઠે હરસાઈ. ૩
નિજ નિજ મંડલ સર્વ બિદાવા, અપર સેનકો મના કરાવા;
હય ગય રથ સદ્ઠ યહીં રહાવે, ચઢિ વિમાન હમ ગવન કરાવે. ૪
હરિહર કૃપા સમજ ધ્રુવ પ્રેમા, પ્રેહવશ વિકલે રહ્યા નહિં નેમા;
જેહિં જન રામ લેત અપનાઇ, તિનકે સબ કછુ પાસ સદાઇ. ૫
સર્વ સિદ્ધિ સુરતરૂ સુરગાઇ, જનમુખ હાજર રહત સદાઇ;
જનસે પ્રથમ ચિતે હરિ દેવા, વ્યાપક પુરૂપ લખે સહ ભેવા. ૬
પ્રેમી પુરૂપ પ્રભૂ મન ભાવે, જન ચિંતા જગદીશ કરાવે;
પ્રથમ પ્રજા મહિં ખબર જનાઇ, ધ્રુવ ન્રપતી આવત મમ ભાઈ. ૭
સર્વ પ્રકાર સજે જયહાં સાજા, હરિહર સરિસ દર્શ લખિ રાજા;
જેહિ સ્થલ નૃપતી ચહે નિવાસા, દર્શ હેતુ આવત જન પ્યાસા. ૮
યૂથ યૂથ આવત નરનારી, દર્શ હેતુ ઘર કામ વિસારી;
હરિ ગુરૂ હર દર્શન કોઉ જાવે, ચિત મહિં ચિતવન અપર કરાવે. ૯
હરિ ગુરૂ હર ચરનાં તન લાવા, વિપય પદારથ નિજ ચિત ચાવા;
દેવ દર્શ જીન લાભ ગુમાવા, ચિત ચિતવન વસ્તુ સોઇ પાવા. ૧૦

## દોહા

તાક શિકારી તિરલે, મારે મૃગકો ખીંચ;
કર સિરકયો સર વિફલભો, લગ્યો ન તા ઉર બીચ. ૧
મોક્ષ લાભ હિત તીરચિત, જીવ શિકારી જાંન,
ઇષ્ટિ ધ્યાંન ન્રતી ડિગી, ભઈ મુકતકી હાંન. ૨

## ચોપાઈ

યાતે ઇષ્ટિ દરશ કોઉ જાવે, સમુજી મર્મ નહિં ધ્યાન ડિગાવે;
દર્શ લાભ ચાહે નર નારી, પ્રથમ મર્મ યેહ લેહુ વીચારી. ૧
તનતે મનતે મમતા ત્યાગી, ઇષ્ટ દર્શ કરહી બડ ભાગી;
સર્વ પ્રજા લક્ષણુ યહિ ધારા, ચહે દર્શ નહિં અપર વિચારા. ૨

યહઁ ધ્રુવ ખગમગ ચલે વિમાના, જન સમૂહ ઉતરે અસ્થાના;
જય જય શબ્દ ભયો અતિ ભારી, હરસત ભયે સર્વ નરનારી. ૩
તજી વિમાન ગાદી ધ્રુવ આવા, સર્વ પ્રજા પદ શીશ નિવાવા;
વિધિવત પ્રજા પૂજ નૃપ કીની, પ્રજા પ્રીત પદ ચરણ નવીની. ૪
નૃપ ચરણોદક લે નર નારી, નિજ મનમોદ મિલે ફલ ચારી;
પ્રજા ભૂપ મંડલ સહ પૂજા, જન સમાજ લખિ ભાવ ન દૂજા. ૫
પુલકિ ગાત લોચન જલ છાવા, હરસિ ભૂપ શિર પુષ્પ ગિરાવા;
સમય સમુજી દ્વિજ મંડલ આવા, વેદમંત્ર આશીશ સુનાવા. ૬
આશ્રમ વૃદ્ધ સમુજી ન્રપ દાંના, દ્વિજપદ વંદ દાસ સમાના;
ઇષ્ટિ દેવ લખિ દ્વિજપદ પૂજા, રામરૂપ લખિ ભાવ ન દૂજા. ૭
પ્રેમી ભૂપ પ્રેમ ઉર છાવા, પાથ રજા સિંહાસન આવા,
દ્વીજકુલ હર્ષ ભયે જન દાંના, ધન્ય ભુપ જન નીતિ નિધાંના. ૮
એસે ભૂપ રામ અવતારા, પ્રગટ હોત જગ કરન ઉધારા;
નીતી નિપુણ ધર્મ વ્રત ધારી, જીનકે દર્શ મિલે ફલ ચારી. ૯
ધન્ય ભાગ હમ દર્શન પાવા, પૂરવ પૂન્ય પ્રગટ હો આવા;
હરિહર કૃપા પ્રજા પર કરહી, એસે ભૂપ ભોમિ પગ ધરહી. ૧૦

## દોહા

પ્રજા પુન્ય પૂરણ ઉદય, ધર્મ ધુરંધર ભૂપ;
સુખસંપતિ ભક્તી વડે, હરિહર કૃપા અનૂપ. ૧
પાપ પ્રબલ જેહિ પ્રજા, પ્રગટે નૃપત અબોધ;
અતિ ઉપદ્રવ[1] અન્યાય વશ, લીન નરક મગ શોધ. ૨

## ચોપાઇ

વંદિ ભૂપ કીનો સતકારા, દ્વિજ ઉત્તમ આસન બેઠારા;
સમય સમુજી ન્રપતી શ્રદ્ધ બાંની, બોલે સર્વ પ્રજા સનમાંની. ૧
અહો પ્રજા તવ પ્રેમ તુમારા, સમુજી મર્મ મન પ્રસન હુમારા;
હરિહર ધર્મ નિભાવો તોરા, આશિરવાદ યહ સત મોરા. ૨
વીપ્ર વૃદ્ધ ગૌ પૂજા કીજે, દાન આશીષ પરમ પદ લીજે;
માતતાત પદ પૂજ અતીથી, વિકરમ કર્મ રખો ઉર ક્ષીતી. ૩
કુકરમ ડરપિ કરમ શુભ ભાઉ, રટો રામ મન શુદ્ધ સુભાઉ;
નિત્ય કર્મમેં ભેદ[2] ન કીજે, સમય કર્મ કરિ સ્વચ્છ રહીજે. ૪

---

૧. કલેશ. ૨. આળસ.

યજ્ઞ હવન તીરથ વિધિ નાના, વિધિવત સર્વ કરહુ જન દાના;
ઇષ્ટ દેવ નિત ધરહુ અહારા, તો તવ સુફલ કાજ મન સારા. ૫
સંત સમાગમ કરિયે ભાઇ, ઉરમહિં બઢે વિરાગ સદાઇ,
સંત સમાગમ હોય વિવેકા, અલ્પ આશ ઉર રહે ન એકા. ૬
મિથ્યા ભ્રમ સંકલ્પ તુ ભાગે, અહોનિસિ તાર તત્વ સંગ લાગે;
મેં તું તર્ક મિટે મન વ્યાધી, હો એકે જીવ રહિત ઉપાધી. ૭
યાતે શ્રેષ્ટ સદા સત સંગા, પાવહુ આતમ દેવ અભંગા;
ઉંચતે ઉંચ સમાગમ ગાઇ, જન સમૂહ મુનિ જન હરસાઇ. ૮
અપર એક બુઝૂં તોહિ વાતા, ઉત્તર કરૂ સંશય તજી ભ્રાતા;
મમ અનુચર વિચરત સંસારા, રાજ કાજહિત નિતિ વ્યવહારા. ૯
કોઉ અન્યાય કીન કહુ સંગા, પ્રગટ કરો મમ પ્રજા અભંગા;
સત્ય ગાથ મોં શંક કરાવે, ધર્મ હાંનિ હો પાપ બઢાવે. ૧૦

## દોહા

છુપો પાપ પરગટ કિયે, હોય પુન્ય ભરપૂર;
પાપ છુપાયે પુન નહિં, અધરમ હોય જરૂર. ૧
મમ અનુચર અહંકાર વશ, કીન અનીતી કોય;
તવ મુખ તુરત બુલાયકે, અવશ દંડ જો હોય. ૨

## ચોપાઇ

સુનિ નૃપ શબ્દ ખડી ઇકિ નારી, સુનેહુ તાત ઇકિ વિનય હુમારી;
જય નૃપનાથ પ્રજા પિતુ માતા, મો મનમે તુમ તત્વ વિધાતા. ૧
પ્રગટ કહત મન હોત ગિલાંની, યદ્યપિ કહૂં વચન તવ માંની;
નારિ પુરૂષ હમ દ્વે વનમાલી[1], પુષ્પ વાટિકા કરે રૂખાલી. ૨
વન ફલ પુષ્પ માલિ યહ કર્મા, પાલત સદા સનાતન ધર્મા;
તીન વરસ તવ અનુચર વીતા, વાડી કર્મ કરત વિપરીતા. ૩
વનફલ પાંચ સુમનકી માલા, નિત્ય લેત કહિ બચન કરાલા;
માગત દામ દંભ કરિ દાટે, જાદા એકો વૃક્ષ સબ કાટે. ૪
ભૂપ બોમિકા કરો નિવાસા, ઇતિને ખરચ કહા તુમ ત્રાસા;
પ્રજા પ્રાણ તન ધન સુખ સારા, નીતિ ધર્મ સેહ ભૂપ અધારા. ૫
સર્વ પ્રકાર રૂખારત રાજા, તેહિ અનુચર યહ કહા અકાજા;
કરાહુ રીસ તો યહ સુન લીજે, વાડી ભાગ અર્ધ નૃપ દીજે. ૬

---

૧ માળી.

ચુપ મુખ રહો શબ્દ મત સારો, ખબરદાર કહુ ઢિગ ન પુકારો;
આવહિ ભૂપ ખબર જો પરહી, દેખત સર્વ પ્રાણ તવ હરહી. ૭
કૃપાનાથ યહ દામ દબાયે, ચુપ મુખ રહે ન મર્મ જનાયે;
સુનિ તવ બોધ હૃદય ભરિ આવા, સમજી તાત તો શબ્દ સુનાવા. ૮
અનુચર ડર હમ રહત દુઃખારે, કૃપાનાથ લખિ દીન ઉગારે;
અપર કર્મ હમ જાનત નાંહિ, પોષણ ભરન એક છન માંહી. ૯
યથા લાભ સંતોષ વિચારી, રામ મંત્ર રટતે નર નારી;
પૂરવ જન્મ પૂન્ય મમ જાગા, તવ પદ પરસિ ભયે બડ ભાગા. ૧૦

દોહા

વિનય કરત નારી પુરૂષ, વિકલ ભયે ભય ત્રાસ;
પરમ દયાલુ સંત જન, ધ્રુવ મન ભયો ઉદાસ. ૧
રે ખલ અનુચર અધરમી, કહાં મમ બોધ અનિત;
વૃથા ત્રાસ દે વિત હર્યો, કર્મ ધર્મ વિપરીત. ૨

ચોપાઇ

માલી ત્રાસ સમુજી નૃપ ભારી, ભક્ત ભૂપ અતિ ભયે દુઃખારી;
ઉભય નેન નૃપ નીર વિશાલા, મંત્રી રજા કીન તત કાલા. ૧
કહહુ દુષ્ટ અનુચર યહાં આવે, સત્ય ગાથા નિજ ગાય સુનાવે;
સમુજી મરમ હમ કરે નિવેરા, યુક્ત દંડ કરિ હો છન કેરા. ૨
અવસર સમુજી મંત્રિ શિર તાઇ, શઠ અનુચરકો લીન બુલાઇ;
ભય વશ વિકલ ભૂપ મુખ આવા, જોરિ ઉભય કર શીશ નિવાવા. ૩
નિજ કૃત અધમ સમુજી ઉર ત્રાસા, ગુપ્ત પાપ સો પ્રગટ પ્રકાસા;
અધરમ ધર્મ રહે નહિં છાંના, સમય પાય હોય પ્રગટ નિદાના. ૪
યાતે સુજન કર્મ ગમ રાખે, ઉર કર મુખતે વૃથા ન ભાખે;
વિકરમ કર્મ કરત ઉર જાંને, યાતે સુજન ન હોત હેરાંને. ૫
જો કછુ કરે વિચાર વિચારી, યાતે સહજ લેત ફલ ચારી;
વિન સમજે શઠ કરે અનીતિ, ભોગે કષ્ટ ન રામ પ્રતીતી. ૬
સમય સમુજી ધ્રુવ નિજ મન મારા, દેશ કાલ લખિ વચન ઉચારા;
રે જન જીવ કાજ કહા કીના, દુર ખલ પ્રજા ત્રાસ અતિ દીના. ૭
ઉભય નારિ નર યેહ વનમાલી, ક્રૂર શબ્દ કેહિ કીન કુચાલી;
પુષ્પ માલ તરૂકે ફલ લે વત, જીનકો દાટિ દામ નહિં દે વત. ૮
ધર્મ ચોરિ કરિ જોર દિખા વત, દુતિયે ભય નૃપતી દર સાવત;
નૃપ કબ કહ્યા અનીતિ કરના, વિકરમ કર્મ ઉદર તવ ભરના. ૯

પ્રજા વસ્તુ લેઈ દામ ન કીજે, હો મમ રજા પ્રગટ યહાં કીજે;
બિનવિત પ્રજા વસ્તુ ભલ પાઇયે, જો બોલે તો આંખ દેખાઇયે. ૧૦

## દોહા

કો અધાર વસ્તૂ હરી, કો અધાર છલ કીન;
કો અધાર નીતી તજી, કો અધાર દુઃખ દીન. ૧
ઉભયલોક મહિંઅતિ દુઃખી, વૃથા ન બકિયે બેન;
હો સુચેત સત શિર ધરો, તો ઉપજે સુખ ચેન. ૨

## ચોપાઈ

માલી શબ્દ સત્ય હો ભાઇ, ધરેહુ શીશ ઉરમે હરસાઇ;
જો ઇન વૃથા ગાથ કછુ ગાઇ, ગોઇ રખો નહિ અમિત ઉપાઇ. ૧
વેગિ કહો અબ દેર ન કીજે, ન્યાય પક્ષ મિથ્યા પલ છીજે;
સ્વસ્થ ભયે નૃપ બોલ સુનાઈ, અનુચર બોલ્યો શીશ નિમાઇ. ૨
કંપત ગાત નેત્ર જલ ધારા, પ્રેરત નિજ કૃત વારંવારા;
બોલે વૃથા ભૂપ ભય ભારી, સત્ય કહેત મન કષ્ટ કરારી. ૩
યદ્યપિ સમય સમુજ મુખ બોલા, મન કે કપટ ભાવ સહ ખોલા;
કૃપા નાથ કહિયે કહા દેવા, મો મન પ્રગટ લખો સહ ભેવા. ૪
વનમાલિનિ કછુ ગાથ સુનાઈ, સર્વ સત્ય ઇન ઝૂઠ ન ગાઇ;
લોભ વિવશ મેં કીન અધર્મા, મરજી મુજબ કરો તરૂ ધર્મા. ૫
જોરિ ઉભય કર શિર પદ દીના, કૃપાનાથ મેં તવ આધીના;
જીવત દાન તાત મોહિ દીજે, મુક્ત પાપ સોઇ કૃપા કરી જે. ૬
ગદગદ કંઠ નેન જલ ધારા, ત્રાય ત્રાય કરી અમિત પુકારા;
ભય વશ વિકલ ન ઉત્તર આવા, સમય સમુજી નૃપ વચન સુનાવા. ૭
ધ્રુવ માલી નૃપ કહ સમુજાઇ, ફલ અરૂ માલ મોલ કયા ભાઇ;
તીન વરસકે ફલ અરૂ ફૂલા, જીનકો મોલ લેહુ અનકૂલા. ૮
સુનિ નૃપ વચન માલિ મન હરસા, ગિર્યો ચરણ પદ રજ શિર પરસા;
કૃપાનાથ ઇન સત્ય સ્વિકારા, મેરો ન્યાય ભયો નિરધારા. ૯
ડાટિ ડાટિ મમ બહુત ડરાવા, તાતે તવ મુખ વિનય કહાવા;
પુષ્પ માલ ફલ યે ભલ લેવે, કરિયે રજા નષ્ટ નહિં દેવે. ૧૦

## દોહા

હમ પરજા રાજા તુમે, તન મન ધન તવ દાસ;
ઇનકો માફી કીજીયે, દીજે ચરણ નિવાસ. ૧

વનમાલીકે વચન સુન, ધ્રુવ કરિ કહે વિવેક;
દયા ન કરિયે ન્યાયમેં, નૃપ સુજાન યહ નેક. ૨

## ચોપાઈ

પ્રથમ દામ તોરે તું લેવે, પાછે યુક્ત દંડ હમ દેવે;
પ્રથમ કાજ કીજે યહ ભાઇ, એક ન કરિયે અપર ઉપાઈ. ૧
ભૂપ વચન અપને શિર ધારી, માલી બોલે દામ બિચારી;
પુષ્પ માલ પૈસે ઇકિ જાવે, ચવ ફલ પૈસે તીન વિકાવે. ૨
નિતકે ચાર પઇસે દાંમા, તીન વરસ કછુ જુરે તમાંમા;
કરિ હિસાબ અનુચર હંકારા, રે શઠ સુન યહ નય વ્યવહારા. ૩
સાડા સાત સાઠ રૂપૈયા, માલી અરપિ પડો ઇન પૈયા;
દી ઇન ત્રાસ ક્ષમા કરવા ઇય, પાછે રાજ દંડકો પાઇય. ૪
પાય રજા પઇસા લે આવા, વનમાલી મુખ લાય ધરાવા;
માલી ચરન ગિર્યો તતકાલા, ક્ષમા કરો મમ પાપ વિસાલા. ૫
માલી માફ કહ્યો કેઈ વારી, તુમ હમ દોય શરણ ત્રિપુરારી;
કરહિ માફ જીવ હરિહર નાથા, કાલ કર્મ ગતિ જીવ જેહિ હાથા. ૬
રે મમ ભ્રાત કરહુ નહિં ત્રાસા, કરહિ માફ નૃપતી લખિ દાસા;
હરિહર મમ નરમહિં નૃપ જાંની, પરિયે પાદ જોરિ યુગ પાંની. ૭
અનુચર બોધ સુન્યો મુખ માલી, નૃપ સહિત સબ સભા ખુશાલી;
અનુચર આય ભૂપ પદ લાગા, સમય સમુજી નૃપ કહે સુભાગા. ૮
રે વનમાલી જન મમ રૂપા, અનુચર પર કરિ કૃપા અનૂપા;
ધીરજ ધર્મ ભક્તિ ઉર પ્યારી, જીવન મુક્ત લેહુ નરનારી. ૯
તો સમ ધીર ધર્મ શિર ધરહી, વિષ્ણુ પુર નરનાર વિચરહી;
જીવત સુયશ મુવે હરિ ધામા, રામ કૃપા સુધરે જીન કામા. ૧૦

## દોહા

મંત્રીકો નૃપતી કહે, અનુચર કેદ કરાય;
યુક્ત અહાર વિહાર વશ, હરિ સિંવરત દિન જાય. ૧
ચતુર વરસ એકાંત ચિત, અહો નિસિ ઉચરે રામ;
તજી અનીત નીતી ગ્રહે, ફિર પડવો ઇન ધામ. ૨

## ચોપાઇ

નિત્ય કર્મ સતસંગતિ કીજે, વિકરમ કર્મ સર્વ હરિ દીજે;
તીન વાર હમ માફ કરાવે, ચોથે હદતે પાર પઠાવે. ૧

કારાગાર પઠવ નૃપ અનુચર, કીનો ન્યાય શાક્ષિ લખિ હરિહર;
ભૂપ ન્યાય સહ પ્રજા સુહાવા, પુષ્પ વૃષ્ટિ કરિ પ્રેમ વડાવા. ૨
જય જય શબ્દ કીન ચહું ઓરા, એસે ભૂપ ભૂમિ મહિં થોરા;
પ્રજા શબ્દ સુન નૃપ સુખ પાવા, લખિ અવસર ફિર વચન સુનાવા. ૩
રે મમ ભ્રાત સવ નરનારી, મમ આશીશ કૃપા ત્રિપુરારી;
સનમુખ હો જેહિં શંભુ ભવાંની, અજર અમર સુખ લેહિ તેહિ પ્રાંની. ૪
અપર કષ્ટ હોવેહિ કોઉ ભાઇ, કરોહુ પ્રગટ મન શંક વિહાઇ;
નૃપ અરૂ પ્રજા અનાદી નાતા, એક એક ચાહત કુશલાતા. ૫
યાતે પ્રજા કહો કર પ્રીતી, મો મન કબહુ ન હોય અપ્રીતી;
ઇતિને એક વણિક ચલિ આવા, ત્રાહત્રાહ કરિ શબ્દ સુનાવા. ૬
કુષ્ટ શરીર કષ્ટ અતિ ભારી, ઝરત રૂદ્ર અરૂ ત્રાસ કરારી;
રામ રૂપ નૃપમેં પદ દાસા, કો પ્રકાર હુમ કો યહ ત્રાસા. ૭
દીન દયાલ દયા યહ કીજે, સમુજી મર્મ મમ કષ્ટ હરીજે;
નારી પુત્ર કુટુંબી ત્યાગા, પાપ વિવશ હો ફિરૂં અભાગા. ૮
ભૂખ પિયાસ સહું દુઃખ ભારી, પરસત નાંહ હમેં નરનારી;
કોઉ હરિદાસ દયા ઉર લાવે, દેખિ દીન અન વસ્ત્ર દિરાવે. ૯
દૂર દૂર ભાખત નરનારી, કૃપાનાથ મેં પરમ દુઃખારી;
હરો પીર યા પ્રાંણ હરીજે, જય નૃપ નાથ ન્યાય મમ કીજે. ૧૦

### દોહા

દુઃખી દીનકે વચન સુન, ધ્રુવ ઉર દયા અપાર;
ચેતન જડ આધીન યહ, કવન ગતી કરતાર. ૧
બોહ રોક ઉચરત ભયે, રટો રામ મમ વીર;
પતિત ઉધારણ મંત્ર યહ, તરિ ઉતરહિ ભવતીર. ૨

### ચોપાઇ

રામ મંત્ર જપિયે મમ ભાઇ, હરણ પાપ યહ સરસ ઉપાઇ;
રટત રામ હો પાપ વિનાશા, ઉરમહિં પ્રગટે પરમ પ્રકાશા. ૧
રામમંત્ર રટતાં દુઃખ જાવે, આધિ વ્યાધિ દ્વે રોગ મિટાવે;
અપને આપ કર્મ ફલ સારા, દોષ દેત કોઉ અપર ગઁવારા. ૨
કિયે કર્મ શાક્ષી કરતારા, કો અસ કર્મ છુડાવનહારા;
ઘટ ઘટ વ્યાપક રામ રમેશા, જેહિં સિંવરત અઘ રહે ન લેશા. ૩
યાતે પુત્ર જપો હરિ નામા, વિલય હોય તવ કરમ તમામા;
ભજન ભક્તિ વિન પાપ ન જાવે, અમિત કોટિ જીવ જતન કરાવે. ૪

વ્યાધી હરણુ અપન ચિત ચાવે, વશ વૈરાગ રામ મુખ ગાવે;
સર્વ ઔષધી મૂળ સદાઇ, સેવત રોગ ન રહે કદાઇ. ૫
કવન પાપ બૂઝે કહા ભાઇ, પ્રબલ પાપ ફલ દીન દિખાઇ;
ધુપ કર કુકરમ કરત ગઁમારા, કોઉ હન જાંનત મર્મ હમારા. ૬
વ્યાપક પુરૂષ એક ઉર દેખે, જો કછુ કરો સો દફ્તર લેખે;
હર્ષ શોક વિન હાજર કરહી, અપને કર્મ અવશ જીવ ભરહી. ૭
રાજી રહો યા હો વૈરાગી, કુકરમ કિયો ન છૂટહિ પાજી;
બૂઝે કહા અપન ઉર પેખો, સુખ દુઃખ ઉભેકર્મ ફલ લેખો. ૮
પાપ પ્રતાપ પર્મ દુઃખ પાવે, પુન્ય પ્રતાપ હરસ દિન જાવે;
પુન્ય પ્રતાપ મિટે સતસંગા, જ્યા કરિ ઉપજે જ્ઞાન અભંગા. ૯
પાપ પ્રતાપ પર્મ દુઃખિયારી, જ્યહાં જાવે તહઁ ત્રાસ કરારી;
કષ્ટ વિવશ વિશ્રામ ન પાવે, જહાં તહઁ કુકરમ વિઘ્ન કરાવે; ૧૦

### દોહા

વિઘ્ન સઁતોષી જીવકો, જપ ન પરે દિન રાત;
નરનારી સુરતન ધરે, કરત રહે ઉતપાત. ૧
રામ રટે ખટપટ મિટે, ઝટ પટ મુક્તી હોય;
કર્મ કટે દુઃખસે હટે, જન્મ પાપ દે ધોય. ૨

### ચોપાઇ

સુનહુ તાત તોહિ સત્ય સુનાઉ, તવ અપરાધ મર્મ સમુજાઉ;
પૂરવ જન્મ વિપ્ર તન તોરા, દ્વિજકે કર્મ અપને ચિત ચોરા. ૧
વિપ્ર શરીર ધર્મ કર સાગર, વેદ શાસ્ત્ર મુનિ વદે ઉજાગર;
નિત્ય કર્મ મય ચીત્ત પ્રવીના, કબહુ ન હોત ધર્મતે હીના. ૨
હરિ સ્વરૂપ દ્વિજ હરિ મુખ ગાવે, નિર સંશય સત મોહિ સુહાવે;
દ્વિજકે કર્મ સર્વ પરિ છાજે, જો સાધે સો શ્રેષ્ટ વિરાજે. ૩
જીવન મુક્ત લાભ દ્વિજ કર્મા, પ્રગટ દર્શ પાવે તરૂ ધર્મા;
સો તન પાય કર્મ તેં ત્યાગા, કુકરમ કર્મ કુસંતિ લાગા. ૪
ભક્ષા ભક્ષ ભેદ નહિં રાખા, પર ધન પરસ્ત્રી મન અભિલાખા;
અધમતિ યા ગણિકા[1] સઁગ યારી, શુદ્ધ પ્રિય ઘર નારિ દુઃખારી. ૫
તાત કો તાત વિપ્ર તન કહિયે, પુત્રી પુત્ર વરણ ત્રય લહિયે;
દ્વિજ તન પાય કુદ્રષ્ટિ દેખે, નરહરિ નાથ અધમ કરિયે લેખે. ૬
યે સબ પાપ કીન તેં ભાઈ, અધિક પાપ સુન કહું સુનાઈ;
વેશ્યા વિવશ વિષય સઁગ રાતો, સત અસત્ય સમજ્યો નહિં નાતો. ૭

નગર વધૂ[1] કિય નિજ તિય મારે, તો મોરે ઘર ભલ પગ ધારે;
નહિંતર મમ ઘર પાવ ન દીજે, સ્વે ઇચ્છા જ્યાં હૈં વાસ કરીજે. ૮
વિપ્ર કર્મ નહિં ધર્મ પિછાંના, ગણિકા શબ્દ સત્ય કરિ જાંના;
રેન સમે આયો નિજ દ્વારા, મારિ તિયા તન પ્રાણ નિકારા. ૯
સતી મરત શિવ મંત્ર ઉચારા, શિવ લખિ મર્મ તોહિં ધિક્કારા;
વણિક શરીર રક્ત તન તોરા, દુર આસીસ ગેહ શઠ મોરા. ૧૦

## દોહા

સતિ નારિ મમ ભક્તિરત, મારિ હર્યો તેહિ પ્રાંન;
લક્ષ વરસ તન ત્રાસ લે, ગિરે નર્કકી ખાંન. ૧
ઇશિ અયોની નાથ મુખ, પ્રબલ દીન તોહિ શ્રાપ;
વિશ્વ અધિક કો શંભુતે, તમાકિ હરે તવ ત્રાસ. ૨

## ચોપાઈ

પૂરણ પ્રેમ હરિ હર ધ્યાવે, હરસત હરહરિ ઇષ્ટ મનાવે;
યાતે હરિહર એક પિછાંની, રામ મંત્ર ઉચરો પ્રિય બાની. ૧
દ્વિજ હરિ રૂપ લગે હર પ્યારા, યાતે વણિક દીન અવતારા;
દ્વિજ તનમે હર ત્રાસ ન દેવે, જન્મ અપર કુલ કૃત ફલ લેવે. ૨
યાતે વણિક પાય તન ભાઈ, નારિ ત્રાસ શિવ પ્રગટ દિખાઈ;
નિરપરાધ હણી નિજ પ્યારી, જ્યા કારણ તું ભયો દુઃખારી. ૩
હરણ રોગ આધી અરૂ વ્યાધી, રટત રામ હોય રહિત ઉપાધી;
રામ મંત્ર ધ્રુનિ શિવ ઉર પ્યારી, રટે નિરંતર વિગત વિકારી. ૪
રામ ભક્ત સો શિવ મન ભાવે, અમિત કોટિ અઘ સહજ હટાવે;
રામ ભક્તિ લખિ હર હરસાવે, શંભૂ દ્રોહ સર્વ વિસરાવે. ૫
યાતે રામ રટો લખિ ભેવા, આપહિ પ્રસન્ન હોય શિવ દેવા;
નિર પરાધ ક્ષમા હર કરહી, શિવ પ્રતાપ નિર બંધ વિચરહી. ૬
સર્વ વિભોજનકો શિવ દીના, યાતે વાસ મસાંના કીના;
ભૂષન વસન ભક્ત સન દીયે, વસ્ત્ર છાલ ભૂષન અહિ લીયે. ૭
પુષ્પ પાત્ર ચંદન હરિ ધારા, શિવ લે ભસ્મ કપાલ સ્વિકારા;
અર્ક ધતુરે ફલ અરૂ ફૂલા, જગ પ્રતિકૂલ શંભુ અનુકૂલા. ૮
અપને પાસ રખી નહિં કોડી, કરિ ઉપકાર વૃતી મુખ મોડી;
શિવ સર્વજ્ઞ દયાલૂ ભારી, ભક્ત હેત અરપી નિધિ સારી. ૯

---

૧. વેશ્યા.

શિવ શિવ રટત હોય અઘનાસા, તીન તાપ જમ કરે ન ત્રાસા;
યાતે સમુજી વિશ્નુ શિવ ધ્યાવો, હરહિ પાપ મુક્તી ફલ પાવો. ૧૦

### દોહા

પ્રશ્ન તુમારો પુત્ર યહ, જીનકો ઉત્તર દીન;
રામ ભક્તિ લવ લીન હો, ભજીયે રામ પ્રવીન. ૧
અતિહિ શુદ્ર નારી પુરૂષ, આય ગયે તતકાલ;
સમય સમુજી વંદન કિયો, પ્રગટયો પ્રેમ વિશાલ. ૨

### ચોપાઇ

ઉભય શરીર શુદ્ર નર નારી, ભાલ તિલક ગલ માલ સઁવારી;
નિત્ય કર્મ પર પ્રીતિ અખંડા, કુલકે કર્મ આદિતે છંડા. ૧
વિનય કરન નૃપ કો કછુ ચાવત, પ્રેહ વશ વિકલ શબ્દ નહિં આવત;
ધ્રુવ પ્રવીન જાંનત ગતિ સારી, અતિ સતકાર કીન નરનારી. ૨
રે મમ ભ્રાત બિરહ કિમ ભારી, હોય કષ્ટ સોઉ કહો વિચારી;
શુદ્ર ભક્ત નૃપકી સુન બાંની, બોલત ભયો જોરિ યુગ પાંની. ૩
જય મમ નાથ તાતકે તાતા, ન્યાય કરન નૃપ રચે વિધાતા;
ન્યાય પક્ષ નહિં ઉંચ રૂ નીચા, વ્યાપક રામ સર્વ ઘટ બીચા. ૪
જય મમ તાત સર્વ દુઃખ હરતા, પ્રજા કષ્ટ તુમ હરણ સમરથા;
મમ તન શુદ્ર પ્રજા તોહુ તોરી, જ્ઞાની ભૂપ વિનય સુનુ મોરી. ૫
બચપન માત તાત મમ જ્ઞાંની, રામ ભક્તિ જિનકે મન માની;
જનુની ઉદર જનમ હમ પાવા, રામ મંત્ર મુખ માતુ સુનાવા. ૬
દિન દિન તન શુદ્ધી મોહિ આઈ, રામ મંત્ર ધ્રુનિ હૃદય સુહાઈ;
પંચમ વર્ષ ભયે તન મોરા, રામ મંત્ર વૃત્તી ચિત્ત જોરા. ૭
માત તાત હરિ ભક્તિ સિખાઇ, નિત્ય કમ નીતી સમુજાઇ;
શુદ્ર કર્મ પિતુ માત ન કીના, હમકો ભક્તિ કર્મ હરિ દીના. ૮
માત તાત દ્વે સ્વર્ગ નિવાસા, બચપન હુમે રામ વિશ્વાસા;
સહસ પચીસ વર્ષ હરિ ગાવા, દ્વિતિયાશ્રમ લખિ ભામિનિ લાવા. ૯
વનિતી અતિ પવિત્ર હરિ ધ્યાવે, અહોનિશ રામ રટત દિન જાવે;
ઉદર નિમિત કછુ કર્મ કરાવે, બને વસ્ત્ર અરૂ સમય બિતાવે. ૧૦

### દોહા

યથા લાભ સંતોષ વશ, રામ રટત દિન જાય;
પ્રજા નારિ નર દ્વેષ ધર, ત્રાસ કરે મોહિ આય. ૧

ભક્તી કર્મ ઉથાપિકે, શુદ્ર કર્મ તું લાગ;
હમારી રજા ન શિર ધરે, તુરત ચલો વન ભાગ. ૨

## ચોપાઇ

બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શરીરા, તીનુ વરણુ કીન મોહિ પીરા;
શુદ્ર કર્મ મોહિ ચીત નચાવા, ત્યાગ વસ્તિ મેં વિપિન વસાવા. ૧
કંદ મૂલ ફલ ભોજન પાવે, નિમિત અહાર વિહાર નિભાવે;
નિત્ય કર્મ કરિ ધ્યાન લગાવે, શ્વાસા સુમરણુ રામ રિઝાવે. ૨
સર્વ પ્રકાર વિપિન સુખ ભારી, કૃપા કીન મમ દેવ મુરારી;
પર્મ પવિત્ર હુમે સ્થલ દીના, નિત નિત ઉપજત પ્રેમ નવીના. ૩
યદ્યપિ નાથ સબંધી કાજા, ભ્રાત જાત કછુ ન્યાય સમાજા;
દરશન હેતુ વસ્તિ મહિં આવે, વિપ્ર આદિ મિલ દ્વેપ કરાવે. ૪
કલ્પિત શબ્દ અલ્પ બહુ ભાખે, યદ્યપિ હુમે શીશ ધરિ રાખે;
અમિત પ્રકાર વિનય હમ કરતે, તદ્યપિ જરા ધ્યાન નહિં ધરતે. ૫
કૃપાનાથ સહ કષ્ટ કરારી, યાતે દુ:ખી દીન નર નારી;
કૃપાનાથ યહ ન્યાય હમારા, સમુજી સોચિ કરિયે નિરધારા. ૬
આપ વિના કો કષ્ટ ઉગારે, દુ:ખી દીન હમ શર્ણ તુમારે;
વિનય કરત ઉપજી એહ ભારી, ભૂપ ચરણુ વદે કેઈ પારી. ૭
ભૂપ પ્રવીન મર્મ સહ પાવા, દુ:ખી શુદ્ર સતકાર કરાવા;
રે હરિ ભક્ત ન કલ્પ હુ ભાઈ, દ્રષ્ટા રામ સર્વ સુખદાઈ. ૮
સર્વ સૃષ્ટિ કરતા ઇક દેવા, સુજન સંત જાંનત યહ ભેવા;
ક્ષમા કરેહુ અબ રૂદન ન કીજે, ન્યાય પક્ષ પ્રતિ ઉત્તર લીજે. ૯
જન સંતોષ સમય નૃપ બોલા, મનકે મર્મ પ્રગટ સહ ખોલા;
વિપ્ર આદિ ત્રય વર્ણ સુજાંની, શુદ્ર વિજય ઉર લેહુ પિછાંની. ૧૦

## દોહા

વસ્તી તજાઈ કાજ કો, પઠવ્યો વન કો કાજ;
નગ્ર આત અટકાત કિમ, કહિયે સર્વ સમાજ. ૧
ભેદ જાતિ કથિ કર્મતે, નહીં જન્મતે જાન;
શુદ્ર તદપિ ઉત્તમ કરમ, કિમ બર્જત તજી કાન. ૨

## ચોપાઇ

બ્રહ્મા તાત જાત ઇક જાયે, કર્મ ભેદ કરિ વર્ણ કહાયે;
ગુણુ અરૂ કર્મ ઘટે જ્યહાઁ હોઈ, તિનકો નામ જાતિ તેહિ હોઈ. ૧

યાતે પ્રજા વિચાર વિચારી, પ્રતિ ઉત્તર કરિયે વિધિ સારી;
સમય સમુજી પરજા જન દાંના, કહન લગે સુનુ કૃપાનિધાંના. ૨
ગરધવ ગાય ન બકહિં[1] મરાલા[2], ઉપલ[3] ન પારસ[4] હોય કૃપાલા;
અપર તરૂ સુરતરૂ સમ કેસે, મઘા ક્ષેત્ર કિમ હરપુર જેસે. ૩
પીતલ હેમ કાચ કિમ હીરા, અધમી કિમ ઉતરે ભવ તીરા;
કામી જતી સતી શઠ નારી, સમ ખેલે યહ રજા તુમારી. ૪
શુદ્ર શરીર સંત કિમ પેખે, ઇનિ કુલ જનમ આદિતે દેખે;
તિલક કિયે કહુા તન પલટાવા, અશ્વ ભયો ખર ગંગ નવાવા. ૫
રામ રટે પહેરી ગલ માલા, યાતે વિપ્ર ન ભયો કૃપાલા;
આશ્રમ ધર્મ હટાવન ચાવે, તો દ્વિજ પંગતિ શુદ્ર પઠાવે. ૬
નારી પ્રજા જનરે કહા કરહી, પતી ભૂપ આજ્ઞા અનુસરહી;
નીતી ધર્મ હોય પ્રભુ હાંની, સો જાંનત તુમ પર્મ સુજાંની. ૭
ધર્મ હેતુ યહ તન ભલ જાવે, કુકરમ કર્મ ન હુમે સુહાવે;
સર્વ પ્રજા મત યહી સુહાવે, વર્ણાશ્રમ નહિં તોડન ચાવે. ૮
જો યહ શુદ્ર ભયો હરિ રૂપા, હરિ સમ કારજ કરે અનૂપા;
હરિહર નામ પતિત ભવ પારા, શુદ્ર ભક્ત કહો કવન સુધારા. ૯
કોટી વણિક કરે અતિ ત્રાસા, હરે પીંડ ઉપજે વિસવાસા;
પીડા મિટે વણિક સુખ પાવે, તો હમ ઇનિકો શીશ નિવાવે. ૧૦
આશ્રમ વર્ણ ભેદ જબ જાવે, રામ સુમરિ કોઉ રામ સમાવે;
જો કોઉ રામ રૂપ હો સાધૂ, કોટિક જીવ હરે અપરાધૂ. ૧
શુદ્ર શરીર ગિલાંની જાવે, રામ સરિસ કોઉ કાજ કરાવે;
કાં યહ કરે રામ સમ કર્મા, નહિંતર ધરે શુદ્ર તન ધર્મા. ૨
પ્રજા દાસ લખિ ક્ષમા કરીજે, સુત સમ સમુજી વિનય સુન લીજે;
કૃપાનાથ સોઇ કાજ કરાવે, ધર્મ સનાતન ભ્રાંતિ ન આવે. ૩

## દોહા

ધ્રુવ પરજાકે વચન સુન, નિજ ઉર કરત વિચાર;
યહાં ભક્તિ નીતી યહાં, કરિયે કવન પ્રકાર. ૧
ઇશ અજાતી એક તું, જાત હોય કિમ દાસ;
પ્રગટ કરો ભક્તી પ્રબલ, પ્રજા હોય વિસવાસ. ૨

---

૧ બગલો. ૨ હંસ. ૩ પાડો. ૪ રાજા.

## ચોપાઇ

ધ્રુવ કછુ બોલન ચહે વિચારી, ઇતને ખેલ ભયો અતિ ભારી;
પ્રાજ્ઞ ચક્ષુ બાલા દ્વિજ આઇ, ત્રાહ ત્રાહ કરિ ગિરા સુનાઈ. ૧
નૃપ આદર કરિ પાસ બિઠારી, અહો સુતા કિમ ભઇહુ દુઃખારી;
કહુ તનયા મમ લાયક કાજા, હરિહર દેવ રખહિ તવ લાજા. ૨
દ્વિજ પુત્રી અવસર લખિ બોલી, ઉર અભિલાષ પ્રગટ તેહિ ખોલી;
કૃપાનાથ નીતી કરિ ભંગા, પુત્રી ધર્મ તજી કહું નિસંગા. ૩
તાતકે તાત માતકી માતા, કરૂં વિનય ગ્રહિયે કર ત્રાતા;
આશ્રમ પ્રથમ ભયો મમ પૂરણ, એક કર્મ નહિં રહ્યો અપૂરણ. ૪
ઊપર વરસ વીસ અરૂ એકા, યદ્યપ દ્વિજ નહિં કરત વિવેકા;
પ્રાજ્ઞ ચક્ષુ કહિ હમે ન ચાવે, દ્વિજ સુત મમ કરમાલ ન પાવે. ૫
સમય કર્મ ચાહત જીવ સારે, કૃપાનાથ મેં કવન અધારે;
બચપન માત તાત તન ત્યાગા, દુઃખી દીન મેં પરમ અભાગા. ૬
દીન બંધુ ભુગત્યો દુઃખ ભારી, તજી શંક તવ શરણુ પુકારી;
યા મમ કષ્ટ હરો નૃપ નાથા, નહિંતર પ્રાણુ હરો તવ હાથા. ૭
વિનય કરત ઉપજી બ્રેહ ભારી, ગિરિ ભૂમી તમ શુદ્ધિ વિસારી;
સંત કૃપાલ કૃપાનિધિ ભારી, કષ્ટ ભયો નૃપ કષ્ટ નિહારી. ૮
કર્મ વિચિત્ર ગતી મમ ભાઇ, નિજ કૃત અપર ન જોર કદાઇ;
ઉઠિ ભૂપ બ્રેહ ઉર ભારી, નિજ પુત્રી લખિ ગોદ બેઠારી. ૯
રે મમ સુતા ન કરિયે ત્રાસા, ઉર બિચ રાખ રામ વિશ્વાસા,
પૂરવ જનમ વિપ્ર ઘર નારી, અધ દગ્ધ પતિ પ્રીતિ તુમારી. ૧૦

## દોહા

પૂરણુ પ્રીતી અપર સઁગ, કિય પતિકો કટુ બેન;
યહકૃત ફલતે નરહરી, હરે તુમારે નેન. ૧
યદ્યપિ દીન દયાલકો, ઉરકી ખબર તમામ;
ભકિત વિવશ અઘકો હરે, રટો પ્રેમ વશ રામ. ૨

## ચોપાઇ

કરિ સુબોધ સંતોષી બાલા, સર્વ પ્રજા મન પ્રેમ વિશાલા;
નૃપ સીંહાસન આય બીરાજા, કરન ચહત પરજા સન કાજા. ૧
ઉર મહિં હરિહર દેવ અરાધે, કૃપાનાથ કારજ યહ સાધે;
વણિક શુદ્ર દ્વિજકી યહ બાલા, ઇનકો ન્યાય કરો તતકાલા. ૨

સર્વ પ્રજા ચાહત કછુ દેખા, સત્ય કરો પ્રભુ સહિત વિવેકા;
હરિ જાતિ જાતિ નહિ જનકે, સો સબ મર્મ લખો મમ મનકે. ૩
યહિ અવસર રાખહુ પ્રભુ લાજા, ઇષ્ટ દેવ સારો જગ કાજા;
કષ્ટ હરો અરૂ નેન ઉઘારો, શુદ્ર ભકત કારજ યહ સારો. ૪
વિશ્વનાથ તો વિન કો તારે, ધર્મ હેતુ યહ ભકત ઉગારે;
અકરણ કરણ આપ અઘ હરતા, તો વિન કો જગ અપર સમરથા. ૫
કરતા ધરત હરત સંસારા, નામ રૂપ જડ તુમહિ અધારા;
ભ્રકુટિ વિલાસ સર્વ સંસારા, નટ બાજી સમ ખેલ તુમારા. ૬
નટ બાજી કોઉ મર્મ ન જાંને, નટકે બાલક મર્મ પિછાંને;
નટકી કૃપા બાલ લખિ ફૂલે, કૃપા વિહીન અમિત જીવ ભૂલે. ૭
તુમ નટ બાલક ભકત તુમારે, યાતે તાત કાજ યહ સારે;
સર્વ પ્રજા ઉપજહિ વિશ્વાસા, સુખસે રામ રટહિ તવ દાસા. ૮
તન અધ્યાસી વરણુ પિછાને, બ્યાપક બ્રહ્મ મર્મ નહિં જાંને;
જાતી વરણુ કામ નહિ એકા, તરહિ અવશ જિન કીન વિવેકા. ૯
હરિહર વિનય કીન ધ્રુવ જ્ઞાંની, ભયે પ્રેમ વશ સંત સુજાંની;
હરિ પ્રેરિત ધ્રુવ શુદ્ર બુલાવા, પ્રેમ વિવશ પ્રિય વચન સુનાવા. ૧૦

## દોહા

રે મમ ભ્રાતા ભકત જન, કરો સુભકિત પ્રચાર;
પ્રેમ પ્રીત પ્રગટે પ્રબલ, પ્રજા સુખી નર નાર. ૧
ખુલે નેન દ્વિજ પુત્રીકે, સુધરે વણિક શરીર;
ભકિત ભાવ આદર વડે, પ્રજા હોય મન ધીર. ૨

## ચોપાઇ

સુનિ ધ્રુવ શબ્દ શુદ્ર કર જોરી, વંદે ભૂપ બહોર બહોરી;
ગદ ગદ કંઠ કહે મુખ બાંની, સુનહુ તાત મમ પર્મ સુજાંની. ૧
શુદ્ર શરીર દીન કરતારા, અમિત જનમ અઘ ફલ હમારા,
સર્વ પ્રકાર બુદ્ધિ બલ હીના, નર તન પાય અપર આધીના. ૨
યોગ યજ્ઞ જપ તપ નહિં એકા, વાર વાર ઉર કીન વિવેકા;
મોરી ભકિત પ્રબલ કહાં એસી, વેદ શાસ્ત્ર વરણે મુનિ જેસી. ૩
દાસકો દાસ દાસ કર દાસા, કર્મ હીન મન રહું ઉદાસા;
એક રામ મંત્ર વિસવાસા, લખિ લઘુ દાસ હરે હરિ ત્રાસા. ૪
અપનો બિરદ સઁભાલહિ તાતા, મો અનાપકો કરહિ સનાથા;
ગદ ગદ કંઠ ભયો જન ભારી, એકહિ દશા ભઈ નર નારી. ૫

તદાકાર વૃત્તી હરિ ચરનાં, દંપતિ પ્રેમ અધિક કહા વરણાં;
ઉત્તમ દશા સમુજી જન ભૂપા, રજા કીન લખિ સમય અનૂપા. ૬
રે જન વણિક શીશ કર ધરહૂ, હરિ અપરાધ કૃતારથ કરહૂ;
ભકત નાર કન્યા કર પરસે, ઉઘરે નયન પ્રગટ જગ દરસે, ૭
દંપતિ ભકત રજા નૃપ પાઇ, દંપતિ કર પરસે હરિ ગાઇ;
દ્વિજ કન્યા હરિ નેન ઉઘારા, સમુજી મર્મ મન હર્ષ અપારા. ૮
જનમ અંધ લોચન ફલ પાવા, શુદ્ર નારિ સન શીશ નિવાવા;
રંભા રૂપ ભઈ દ્વિજ બાલા, સર્વ પ્રજા મન હર્ષ વિશાલા. ૯
વણિક શરીર ભયો શુધ ભારી, હરે પાપ તેહિ દેવ મુરારી;
અકરણ કરણ વિશ્વપતિ તાતા, જીવ ચરાચર જીનકે હાતા. ૧૦

### દોહા

વણિક વિવેકી આતમા, કષ્ટ વિગત લખિ સાર;
શુદ્ર ભક્તકે પદ ગિર્યો, પ્રેમ વશ વિકલ અપાર. ૧
ભક્ત કહે લાયક નહીં, પાયક[1] પરજા દાસ;
હરિ નાયક સાહયક સદા, દીનબંધુ હરિ ત્રાસ. ૨

### ચોપાઇ

રૂષ્ટ પુષ્ટ તન વણિક વિલોકી, પ્રજા પ્રીતિ ઉર રહતિ ન રોકી;
જય જય શબ્દ કીન નરનારી, નિજ કર પુષ્પ પ્રચાર પ્રચારી. ૧
જાત ભ્રાંતિ સબકે ઉર ભાગી, રામ રૂપ જન કહ બડ ભાગી;
અય[2] પૌરસ મિલિ હેમ કહાવે, રટે રામ સો રામ સમાવે. ૨
પ્રજા પ્રગટ પરચા જન પેખા, ભાગ્યો ભ્રમ ઉર પ્રેમ વિશખા;
અકરણ કરણ વિશ્વપતિ રામા, જીવ કર્મ જીન હાથ તમામા. ૩
કરતા કર્મ મર્મ કો પાવે, જલમે થલ નભ વિશ્વ દિખાવે;
આપ અગોચર દ્રષ્ટિ ન આવે, નામ રૂપ જડ ક્રિયા કરાવે. ૪
પ્રેમી ભૂપ ભક્તિ લખિ મર્મા, સમય સમુજી બોલે તરૂ ધર્મા;
રે મમ પ્રજા સર્વ નરનારી, તો પર કૃપા કીન અઘહારી. ૫
અણુ હોણી હોણી કરિ કીની, ઉગ્ર ત્રાસ જનકી હરિ લીની;
ભક્તિ પંથ નહિં જાત વિજાતી, રામ રટે તે સર્વ સજાતી. ૬
રે મમ ભ્રાત ભ્રાંતિ નહિં કીજે, રામ ભક્ત લખિ આદર દીજે;
અસ્તિ ભાતિ પ્રિય વ્યાપક રામા, જેહિ આધાર જગ વસ્તુ તમામા. ૭

---

૧. ગુલામ  ૨. લોઢું

નામ રૂપ જડ વસ્તુ વિરાટા, પંચ તત્વ મેલો જગ કાટા;
જીવ માત્ર પંચુ તન મેલા, જ્યા મહિં વ્યાપક રામ અકેલા. ૮
જડ પંચૂ ચેતન જીવ રાજા, છઠે મિલ, સારત જડ કાજા;
શુદ્ર સદા જડ તેહિ અભિમાંના, સોઇ વિપ્ર જીન રૂપ પિછાંના. ૯
કર્મ ભેદ કરિ જાતિ પિછાંને, વિહિત વેદ જન તજ્ઞ હિ જાને;
પલટે કર્મ જાત જેહિ જાવે, કરે કર્મ સોઇ જાતિ કહાવે. ૧૦

## દોહા

સર્વ પ્રજા સુન વચન નૃપ, વિનય કીન કરજોર;
કૃપાનાથ દુતિયા ગઈ, પ્રગટ ન હૃદય બહોર. ૧
ગુન ખાંની જાંની નહીં, ભક્તિ શિરોમણિ નાથ;
હરિ હાંની માંની હુમે, દાની દીન સનાથ. ૨

સમય સમુઝ બોલે દ્વિજ સારે, જય જય ધ્રુનિ ચહું ઓર ઉચારે;
જય હો ભૂપ પ્રજા હિત કારી, અઘટ ત્રાસ જડ ભ્રાંતિ વિડારી. ૧
ચારૂ વરણ કર્મ કરિ માંના, પ્રગટ લખાયે ભૂપ સુજાંના;
કર્મ ભેદ કરિ જાતિ કહાવે, ભાગ્યો ભ્રમ મન ભ્રાંતિ ન આવે. ૨
કર્મ વિના જાતિ સત હોવત, કન્યા વણિક કષ્ટ કિમ ખોવત;
શુદ્ર અપાર યહી થલ આવા, અર્પે નયન ન કૂષ્ટ નસાવા. ૩
શુદ્ર શરીર ઉભય નરનારી, પ્રગટ કીન તન વિગત વિકારી;
યાતે તાત કર્મ સોઈ જાતી, સર્વ સભા યહ નીતિ સુહાતી. ૪
કૃપાસિંધુ કીનો ઉપકારા, મન મલીન મમ હર્યો વિકારા;
જન પદ વંદત વારંવારા, સર્વ લોક માનત ઉપકારા. ૫
ઉમગ્યો પ્રેમ સર્વ નરનારી, રામ કૃપા લખિ ભય સુખારી;
શુદ્ર ભકત અવસર યહ સારી, જોરિ ઉભય કર કહે પ્રવીના. ૬
જય હો તાત ભૂપ હરિ રૂપા, કહિ ન શકું યહ કૃપા અનૂપા;
મન તે અગમ ગાથ કહ સારી, કહા કહે મતિ તુચ્છ હુમારી. ૭
નીચ યોનિ તન પ્રગટ હમારા, જીનકો સુલભ સિંધુ ભવતારા;
વણિક શરીર અધિક બેહાલા, જીનકો શુદ્ધ કીન તતકાલા. ૮
જનક અંધ દ્વિજ પુત્રિ વિચારી, લોચન લાભ દીન ફલ ભારી;
મમ તન નીચ શુદ્ર ઘર આવા, સમુઝી દાસ નિજ માન બડાવા. ૯
સર્વ પ્રજા ઉપજ્યો વિસવાસા, સુખમય સર્વ હરી મન ત્રાસા;
હરિ હર ભક્તિ કરણ ચિત ચાવા, પ્રગટયો પ્રેમ નયન જલ છાવા. ૧૦

### દોહા

સમયસમુજી કન્યા વણિક, નૃપ પદ વંદે શીશ;
જોરિ ઉભય કર પ્રેમ વશ, દેન લગે આશીશ. ૧
જય હો ભૂપ કૃતારથી, કૃત્ય કૃત્ય મોહિ કીન;
આધી વ્યાધી રોગ દૈ, દૂર કીન લખિ દીન. ૨

### ચોપાઇ

દીનબંધુ દુખહરણ દયાલા, નૃપ હરિ રૂપ પ્રગટ ગોપાલા;
અશરણ શરણ સત્ય હમ જાંના, કૃપા કીન મોહિ કૃપા નિધાંના. ૧
તન અરૂ નેન કીન સુખ ભારી, કષ્ટ કરૂર હરી અઘ ભારી;
મેં દ્વિજ પુત્રી નેન વિહીની, દીને નેત્ર ત્રાસ હરિ લીની. ૨
ઉભય નારિ નર શુદ્ર શરીરા, જીનકો કૃત્ય કીન મતિ ધીરા;
જાત વિજાતિ મર્મ લખાવા, કર્મ પ્રધાન સહજ સમુઝાવા. ૩
કર્મ જાતિ વિન જાતિ ન કોઈ. પાંચ તત્વ તન ચેતન વાઈ;
નારી પુરૂષ ઉભય તન નાંમા, કર્મ જાતિ યહ વિશ્વ તમાંમા. ૪
જળચર થળચર નભચર જીવા, વ્યાપક એક શકિત અરૂ શીવા;
ગુણ અરૂ કર્મ વિભાગ વિજાતી, સબ મે વ્યાપક જીભ સજાતી. ૫
તત્વ તત્વ જાતી ઈકિ કહિયે, ચેતન એક સર્વ ઘટ લઈયે;
કર્મ વિભાગ સમુજી યહ જાતી, યદ્યપિ આતમ સર્વ સજાતી. ૬
વેદો યુકત બોધ પરતાપા, કૃપાસિંધુ મોહિ હર્યો સંતાપા;
ઉભય શરીર ઉપાધી ટારી, આધિ વ્યાધિ દૈ વિપતિ નિવારી. ૭
વિષયાશક્ત બુદ્ધિ વિસરાઈ, નિજ સ્વરૂપ નિરણય બગસાઈ;
તાત કે તાત હાથ ગેહિ લીના, ચેતન પીવ પુત્રિ સન દીના. ૮
વ્રત્તી પ્રિયા પતી પદ લાગી, અજર અમર પિવ અખંડ સુહાગી;
જન વિન કવન કરહી ઉપકારા, સત્ય જ્ઞાન દે જનમ સુધારા. ૯
લોચન ચતુર હીન મેં નારી, સુખી કીન યવ નૈન ઉઘારી;
તાત કે તાત ગાથ ઉર લીજે, ડીગે ન જ્ઞાન કૃપા યહિ કીજે. ૧૦

### દોહા

દ્વિજ પુત્રી પૂરણ દશા, સજલ ભયે દ્વૈ નેન;
સમય સમુજી સર્વજ્ઞ ધ્રુવ, કહે રસીલે બેન. ૧
શિવ ગૌરી શારપે તપો, રામ ભકિત ચિત લીન;
લક્ષ અથ વ્રત્તી વિમલ, પુત્રી રહો ન દીન. ૨

## ચોપાઇ

આશ્રમ ધર્મ સજો મમ બાલા, રામ ભકિત રત રહો ખુશાલા;
ભજન ભકિત વિન જ્ઞાન ન કરહીં, યાતે સુજન ભક્તિ ઉર ધરહી. ૧
કોષ વિના વિત રહે ન કબહી, અમિત ઉપાય કરે ભલ સબહી;
ભકિત કોષ ધન જ્ઞાન અપારા, સે મિલ દિપે પ્રબલ ઇતિબારા. ૨
યાતે સુતા ભકિત ઉર ધારો, કુશલ જ્ઞાન ઉર રહે તુમારો;
અબલા તન પાયો મમ બાલા, ધરિયે આશ્રમ ધર્મ ખુશાલા. ૩
વિશ્વ નારિ તન ધર્મ સુધારો, હે ઉપદેશ સજાતી તારો;
અતિ પવિત્ર કુલ દ્વિજ હરિ રૂપા, તેહિ કુલ તવ તન નારિ સ્વરૂપા. ૪
નારી ધર્મ દિપાવન કાજા, દીન જનમ તોહિ ભકત નિવાજા;
યાતે ધર્મ અપન શિર ધરિયે, કરિ ઉપદેશ કાજ જગ કરિયે. ૫
પ્રથમ ધર્મ અપને શિર ધારે, સો નારી નર અપર સુધારે;
જો નિજ ધર્મ અપન નહિં ધારા, સો કયા કરે અપર ઉપકારા. ૬
યાતે ધર્મ ધાર શિર બાલા, નરતન લાભ લેહુ તતકાલા;
હાર સર્વજ્ઞ કૃપા કરિ ભારી, ભકત ત્રાસ હરિ નીતિ સુધારી. ૭
નિજ નિજ ધર્મ સજો નરનારી, રટો રામ મન શોક વિસારી;
કરતા પુરૂષ સર્વ શિર સ્વાંમી, ઘટ ઘટ વ્યાપ રહ્યો ધન નાંમી. ૮
સર્વ ક્રિયા શાક્ષી મમ દેવા, સજીયે ધર્મ સમુજી યહ ભેવા;
વિધિ નિષેધ ક્રમ જાંનનહારા, અવશ ફલે પૂરણ ઇતિબારા. ૯
યાતે સમુજી ધર્મ મગ ધારો, નરતન જીવન જનમ સુધારો;
નિજ નિજ કર્મ સુફલ ફલ પાવે, યાતે વાર વાર સમુજાવે. ૧૦

## દોહા

નિત્ય કર્મ અવસર સમુજ, આજ્ઞા કીન નરેશ;
સર્વ પ્રજા હરસત ભઈ, સુનિ સત નૃપ ઉપદેશ. ૧
યથા યોગ વંદત ભયે, પુષ્પ પ્રચાર પ્રચાર;
હરસિ ચલે નિજ ભવનકો, જય જય શબ્દ ઉચાર. ૨

## ચોપાઇ

ન્યાય યુકિત હરિ ભકિત પિછાંની, પ્રેમ યુકત વંદત નિજ પાંની;
એસે ભૂપ રામ અવતારા, ન્યાય નીતિ સત ધર્મ અધારા. ૧
શુભ ગુણ કોષ ભૂપ ઉર પાવન, પદ પરસત અઘ જાય અપાવન;
નરહરિ નાથ પુન્ય ફલ દીના, જેહિ અસ ભૂપતિ દર્શન કીના. ૨

સુનિ સત બોધ સર્વ અઘ ભાગા, સત મિથ્યા ચિત કીન વિભાગા;
કર્મ પ્રધાન સત્ય સમુજાવા, અપર ભ્રાંતિ સહ અલ્પ ઉડાવા. ૩
કર્મ વિભાગ જાતિ કુલ નામા, સો નિરણય ઉર ભયો તમામા;
જેતિક પ્રજા નારિ નર સારે, સમુજી મર્મ સહ ભયે સુખારે. ૪
સમય કર્મ લાગે નર નારી, નૃપ ઉપદેશ વિચાર વિચારી;
વિધિવત સર્વ કર્મ નિત કીના, રામ મંત્ર મુખ રટે પ્રવીના ૫
નિજ નિજ ભવન સર્વ થિર થાવા, પ્રેમ યુકત સિંવરણ ચિત ચાવા;
યહાં ધ્રુવ ચરણ ગિરી દ્વિજ બાલા, ઉર મહિં પ્રગટયો પ્રેમ વિશાલા. ૬
વણિક આય લાગ્યો ધ્રુવ ચરણાં, પ્રેમ અગાધ કવન બિધિ વરણાં;
શુદ્ર શરીર ઉભય નર નારી, પદ વંદત તન શુદ્ધિ વિસારી. ૭
ધ્રુવ પ્રેમી જન પ્રેમ પિછાંની, મધુર વચન ઉચરે મુખ બાંની;
રેચવ ભકત ભકિત રસ પ્યાસા, વ્યાપક રામ હરી તવ ત્રાસા. ૮
અણહોણી હોણી કરિ કાની, સર્વ પ્રજા ભ્રાંતી હરિ લીની;
હરિ હર સમ જગ કો પિતુ માતા, યુકત કર્મ ફલ દેત સુદાતા. ૯
વરણાશ્રમ નહિં જાત વિજાતી, સબ ઘટ વ્યાપક રામ સજાતી;
સમુજી મર્મ સુમરણ ચિત દીજે, જીવન મુકત લાભ જન લીજે. ૧૦

### દોહા

કરણહાર કરતા પુરૂપ, સુયશ દેત જન જાંન;
રામ રજા વૃષ્ટી સમય, વાદલ હોત વખાંન. ૧
સંત વિવેકી આતમા, સમજ લેત યહ સેન;
લખિ સ્વરૂપ શાંતી વિવશ, ઉચરત આતમ બેન. ૨

### ચોપાઈ

હરખ શોક ઉરમે નહિં આંનત, સર્વ ગતી કરતા કરિ જાંનત;
જગદાધાર કરે સોઇ હોવત, સમુજી મર્મ જન મન નહિં મોવત. ૧
યાતે તુમ ચારૂ જન જ્ઞાંની, કરિયે કર્મ ધર્મ મન માંની;
તન લગી મનતે ધર્મ ન જાવે, તાત અપર કહા બોધ સુનાવે. ૨
નિત્ય કર્મ અવસર યહ ભાઇ, ધમ પ્રથા મન રહયો લુભાઇ;
અહો તાત જન આજ્ઞા દીજે, સિંવરણ વિના વથા તન છીજે. ૩
ગદ ગદ કંઠ ભયો જન ભૂપા, સંત મરમ ગતિ અજબ અનૂપા;
સમય સમુજી ચારૂ જન સાધૂ, ગિરે ભૂપ પદ પ્રેમ અગાધૂ. ૪
રજા લેત ઉપજી બહુ ભારી, સો જાંનત ગતિ દેવ મુરારી;
વાર વાર વંદત પદ માથા, બિછુરી ચલે બાલ જીમ માતા. ૫

બિછુડન મિલન સંત સમ દૂજા, વિશ્વ ચરાચર હૃદય ન સૂજા;
તન બિછુડે મન જન પદ દાસા, સત સંગત હિત હૃદય ઉદાસા. ૬
મિલે સંત દે બોધ અભંગા, સંત સમાગમ ગંગ તરંગા;
બિછુડે સંત બિરહ ઉર જાગે, મન ઉપરામ રામ રંગ લાગે. ૭
યાતે મિલ બિછોહ જન નીકે, સર્વ રોગ જાવહિ મન જીકે;
ચિદાનંદ મય સંત સુજ્ઞાંની, બ્રહ્મ રૂપ જ્ઞાંની ગમ જાંની. ૮
શુદ્ર નારિ નર વણિક શરીરા, તીહે ભકત ચલે મતિ ધીરા;
દ્વિજ પુત્રી કહુ ડિગી ન ડોલી, ચિત વૃતી જીન ભઇ અડોલી. ૯
ધ્રુવ સર્વજ્ઞ સેન લખિ લીની, સમય કર્મ આજ્ઞા સહ કીની;
આપહિ ભૂપ કર્મ શુભ લાગા, જગ હિત જનમે સંત સુભાગા. ૧૦

## દોહા

નૃપ મંડલ દ્વિજ પુત્રી સહ, કીનો નિત્ય અચાર;
દ્વિજ સંતોષે નીતિ યુત, ભોજન સમય તયાર. ૧
ઇષ્ટ દેવ અરપન કિયો, ભોજન વિવિધ પ્રકાર;
પ્રેમ યુક્ત પાવન લગે, મહાપ્રસાદ લખિ સાર. ૨

## ચોપાઇ

રૂચિ અનુસાર અહાર સુપ પાયા, અવસર અચમન ભૂપ કરાયા;
પાંન માંન હિત સબકો દીને, હરસિ ભૂપ અપને કર લીને. ૧
અલ્પ અહાર લિયો દ્વિજ બાલા, પ્રેમ મસ્ત વૈરાગ વિશાલા;
પુત્રી ભાવ ભૂપ ઉર ચીના, ઉર મહિ ઉપજ્યો પ્રેમ નવીના. ૨
અનુચર પઠવા સમય વિચારી, દ્વિજ મંડલ લાવહુ તપ ધારી;
અનુચર જાય વિનય દ્વિજ કીની, હરસત વિપ્ર સર્વ ઉર લીની. ૩
કરિ અચાર અવસર જબ પાવા, તરૂણ વૃદ્ધ નૃપતી ઢિગ આવા;
નૃપ સતકાર કીન કર પ્રીતી, ધર્મ સનાતન જો કુલ નીતી. ૪
દ્વિજ આશીશ દીન કેઇ વારી, અક્ષત પુષ્પ પ્રચાર પ્રચારી;
નિજ નિજ આસન સબ થિર થાવા, લખિ અવસર નૃપ વચન સુનાવા. ૫
જય દ્વિજરાજ વિશ્વ હરિ રૂપા, ધર્મ ધુરંધર ધીર અનુપા;
તવ મુખ જીભ અસી અઘ નાસા, તોરી કૃપા ન જીવ ઉદાસા. ૬
સર્વ ધર્મ દૃષ્ટા મમ દેવા, ધર્મ પ્રથા જાંનત સબ ભેવા;
યે તવ સુતા લગ્ન હિત ત્યારી, રચ્યો સ્વયંવર હૃદય વિચારી. ૭
માત તાત ભ્રાતા ઇનિ નાંઇ, સો તવ લક્ષ સર્વ ઉર માંઇ;
કરિયે કૃપા દેર નહિ કીજે, ન્યાય પક્ષ અવસર મોહિ દીજે. ૮

નૃપકી રજા પાય દ્વિજ રાજા, તેડે નિજ નિજ પુત્ર સમાજા;
બ્રહ્મચર્ય આશ્રમ જેહિ પૂરણ, સો સો દ્વિજ સુત જુરે સઁપૂરણ. ૯
તેજોમય બાલક બ્રહ્મચારી, નિરખિ ભૂપ મન ભયો સુખારી;
દિવ્ય કાંતી સુંદર છબિ છાજે, મદન દેવ મનુ આય વિરાજે. ૧૦

## દોહા

નરતન તરૂવર તરૂણુતા, બ્રહ્મચર્ય તે જાંન;
પૂર્ણ નિભાવે નીતિ યુત, ફૂલે ફલો નિધાન. ૧
બિંદુ રસ યા વૃક્ષમે, ભક્તિ પુષ્પ અગાધ;
આશ્રમ ચાર નિભાય કે, મોક્ષ લાભ લે સાધ. ૨

## ચોપાઈ

ધ્રુવ સનમાન કીન દ્વિજ બાલા, દ્વિજ સુત ઉચરે વચન રસાલા;
જય હો ભૂપ ભક્ત ભયહારી, કરિ સુબોધ સબ પ્રજા સુધારી. ૧
ધર્મ ધીર જ્ઞાની ગુણ સાગર, રામ રૂપ જગ ભૂપ ઉજાગર;
કરિ તવ દર્શ સર્વ અઘ જાવે, શુદ્ધ ભાવ પદ શીશ નિવાવે. ૨
સુનિ તવ બોધ શંક મન હરહી, સો જીવ સહજ [૧]સિંધુ ભવતરહી;
આજ કૃત્ય હમ બાલક સારે, વિષ્નુ રૂપ નૃપ નેન નિહારે. ૩
બ્રહ્મચર્ય આશ્રમ ગુરૂ સેવા, પાયા લાભ હુમે યહ બેવા;
ગુરૂ આશીશ લાભ હમ પાવા, તવ દરસન મોહિ રામ પઠાવા. ૪
તો સમ ભૂપ ભક્ત કહઁ દરસન, ભેટે રામ હોય જેહિ પરસન;
પૂરણ પુન્ય પ્રજા ફલ પાવે, તુમ સમ નૃપતી જનમ ધરાવે. ૫
ન્યાયી ભૂપ ધર્મ વ્રત ધારી, મિલે કૃપા હો દેવ મુરારી;
પ્રજા પાપ ફલ પ્રગટ અપારા, પાપી ભુપ ધરત અવતારા. ૬
ધર્મ ન્યાય શુભ કર્મ ન જાંને, કરહિ કાજ અપને મન માંને;
દંડ વિદંડ પ્રજા દુઃખ ભારી, ભક્ષા ભક્ષ ભોગ પર નારી. ૭
દુઃખી આપ પરજા દુઃખદાઈ, આખિર ચલે નર્ક પછતાઈ;
યાતે તાત હુમે બડ ભાગી, ભક્ત ભૂપ કરિ દર્શ સુભાગી. ૮
પદ રજ સમ બાલક મતિ હીના, કો પ્રકાર ગુણ ગુણે પ્રવીના;
લઘુ પિપલ કહા સિંધુ તરાવે, ગુણ અગાધ તવ કિમ હમ ગાવે. ૯
પુત્ર તાત મુખ કરે ઢિટાઇ, યહિ પ્રકાર કછુ બાનિ સુનાઇ;
પ્રેમ ઉદધિ ઉમગ્યો ઉર આઈ, ચુપ મુખ રહે બાલ સમુદાઈ. ૧૦

---

૧. તે તે.

### દોહા

બાલક મુખ બાંની વિમલ, સમુઝી પ્રેમ મય ભૂપ;
સર્વ સભા હરસત ભઈ, જય જય શબ્દ અનૂપ. ૧
ધ્રુવ પ્રવીન અવસર લખી, અતિ સનમાંને બાલ;
દ્વિજ પુત્રી સંતોષિકે, દીન પુષ્પ કરમાલ. ૨

### ચોપાઈ

જય મમ સુતા સર્વ ગુણ ખાંની, ધરેહુ માલ ગલ પીવ પિછાંની;
શુભ કારજ કીજે સનમાંની, સર્વ શંક મન ત્યાગ ગલાની. ૧
સમય કર્મ સજહી જન શૂરા, મોક્ષ લાભ લેવહિ જન પૂરા;
સમય કર્મ ચૂકે નહિં જ્ઞાની, જ્યા કરિ હોય ધર્મ જગ હાંની. ૨
દ્વિજ બાલક એકે બ્રહ્મચારી, દેખુ સુતા નિજ નેન નિહારી;
પ્રસન્ન હો લીજે વર હેરી, ચિત મહિં તર્ક ફિરે નહિં ફેરી. ૩
માત તાત જન દોષ ન દીજે, હો ચિત રૂચી હેરિ પતિ લીજે;
સમય ચૂક પ્રાંણી પસતાવે, ગઇ વખ્ત ફિર હાથ ન આવે. ૪
યાતેં હેરિ કરો સુત કાજા, પ્રસન હોય હમ સર્વ સમાજા;
મે કુછ ગુન્યો સુન્યો તે બાલા, સમુઝ કાજ કીજે તતકાલા. ૫
નિજ ઇચ્છા સો પ્રગટ કરીજે, પુત્રી સમય લાભ ભલ લીજે;
કરિ ઉપદેશ ભૂપ થિર થાવા, દ્વિજ બાલા નૃપ વચન સુનાવા. ૬
જય હો ભૂપ તાત શુભ જ્ઞાંની, સર્વ ધર્મ તોહિ દૃષ્ટિ સમાંની;
આશ્રમ ધર્મ અધિક મન માંના, જ્યા કરિ જીવન હોય હિરાના. ૭
આશ્રમ સજે ભજે ભગતંતા, જનમ મરણ આવે તેહિ અંતા;
યાતે આશ્રમ ધર્મ વખાંના, તવ ઉપદેશ હુમે મન માંના. ૮
યદ્યપિ તાત વાત યહ આદૂ, વ્રતી વિભાગ કીન સહ સાધૂ;
મનો વ્રતી તન મય અધ્યાસા, મિથ્યા તર્ક પદારથ આશા. ૯
મમતા મોહ વરણુ અભિમાંની, અલ્પ દેહ જીન સત્ય પિછાંની;
મેં બાલક મેં તરૂણુ શરીરા, ઇંદ્રી રસ ઉર ચહે અધીરા. ૧૦

### દોહા

તન અધ્યાસી આતમા, જીનકો આશ્રમ ચાર;
અમિત ભોગ ભોગત રહે, આખિર લખે અસાર. ૧
વૈદ જીવત દે ઓષધી, મૂવે નિકટ ન જાય;
મેં મરતક તુમ વૈદ હો, મરે ન તાત સંતાય. ૨

## ચોપાઇ

વૃતી વિભાગ વિષય રસ ત્યાગા, એક સરસ રસ આતમ લાગા;
વૃત્તિ ફુરે ન કામ અકામા, વિભુ સ્વરૂપ પાયો વિશ્રામા. ૧
પુષ્પ માલ મેં મોગલ ડારૂં, કવન દષ્ટિ કરિ અપર નિહારૂં;
આતમ પતિ વૃત્તી ઇક ભાવે, અપર પતી કોઉ દષ્ટિ ન આવે. ૨
સર્વ પદારથ મિથ્યા દરસે, નામ રૂપ કો હમ નહિં પરસે;
નામ રૂપ વ્યતિરેક પસારા, અન્વય આતમ રામ હમારા. ૩
જીવ ચરાચર વિશ્વ પસારો, વ્યાપક ઘનવત રૂપ હમારો;
મમ અધાર ભાસત યહ માયા, હય ઉપાધિ મેં પુરૂષ અજાયા. ૪
નારી પુરૂષ દેહ કર નાંમા, મેં સાક્ષી આતમ સુખ ધામા;
યેહ સ્વરૂપ મમ અમર અનાદી, જીનકો ત્યાગિ બનુ પરમાદી. ૫
જબ લગ ભેટ ભઈ નહિં તુમતે, તબ લગ ભૂલ ભઈ કછુ હમતે;
તન અધ્યાસ પ્રબલ દુઃખ દીના, વિષય વાસ કરિ આશ અધીના. ૬
સંત સમાગમ વિન હમ ભૂલા, અમિત જન્મ સાગર દુઃખ ઝૂલા;
ભઈ ભેટ તવ દરશન પાવા, ભગી ભૂલ અપને ઘર આવા. ૭
તાત તોર કર મમ શિર પરસા, પ્રબલ પ્રકાશ રૂપ નિજ દરસા;
સુનિ તવ બોધ રૂપ મહિં જાગા, જડ અધ્યાસ ભગ્યો તન રાગા. ૮
અબ નહિં ચહે શરીર સબંધા, અક્ષય આતમ પરમ અનંદા;
આતમ રસતે કો રસ સારા, ત્યાગી અભય સુખ કરે પિયારા. ૯
જ્ઞાન અનલ અલ્પ સુખ નાસા, સર્વ પરે સુખ હદય પ્રકાશા;
મૂવા પછે મરે કહા તાતા, સો તુમ પ્રગટ લખો મમ ગાથા. ૧૦

## દોહા

તીન કાલ દરસી તુમે, ઘટ ઘટ જાનન હાર;
તન અધ્યાસી જીવકો, દીજે કર વરમાર. ૧
તરંગ તોય પટ તંતુ સમ, નિજ આતમ લખિદાસ;
અલ્પ ભોગ દીજે નહીં, દીજે ચરણ નિવાસ. ૨

## ચોપાઇ

સતગુરૂ શિષ્ય ભાવ ઉર આંની, પ્રેહ વશ વિકલ થકિત ભઇ બાંની,
ધ્રુવ પ્રવીન યહ અવસર ચીના, બોલન ચહા નરેશ પ્રવીના. ૧
શબ્દ યથારથ બોલી બાલા, કિમ કરિ કાટિ શકું તતકાલા;
ચિત ઉપરામ વ્રતી ભઇ લીના, અલ્પ ભોગ સુખ ચહે ન દીના. ૨

